મહારાજ શ્રી ગણપતરામની બનાવેલી

# ઉપદેશ ચિંતામણી.



સોલ એજન્ટ:—

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

મહારાજ શ્રી ગણપતરામની બનાવેલી

# ઉપદેશ ચિંતામણિ.



છાપી પ્રસિદ્ધ કરનાર

## હરિભાઈ દલપતરામ પટેલ.

તથા

બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.



આવૃત્તિ છઠ્ઠી. પ્રત ૧૦૦૦.



સંવત ૧૯૭૩. સને ૧૯૧૬.



અમદાવાદ-શાહાપુર વનમાળી વાંકાની પોળમાં પ્રસિદ્ધકર્ત્તાએ
પોતાના "ગ્રન્થોદય" પ્રીન્ટિંગ પ્રેસમાં છાપી.



કીંમત રૂ. ૦-૬-૦.

# અનુક્રમણિકા



# ઉપદેશ ચિંતામણી.

## અથ મંગળાચરણ.

### દોહા.

શ્રીવર છો અશરણ શરણ, તારણ ભવ કીરતાર;
વિઘ્ન નીવારણ ચરણ તવ, વન્દુ વારમવાર. ૧

### છંદ ત્રીભંગી.

શ્રીવર જયકારી દેવ ઉદારી, ભવ ભયહારી અવીકારી; કર બંસી ધારી ગૌવન ચારી, તવ ગતી ન્યારી તપ ધારી; સમરે ત્રીપુરારી તત્વ વિચારી, વરણી તારી કૃતિ સારી; જયજય મોરારી ગીરિવરધારી, કુંજવિહારી સુખકારી. ૧ અવીચળ અવિનાશી વિશ્વવિલાસી, ઘટ ઘટ વાશી ગુણ રાશી; અણીમાદિક દાશી અલખત ખાશી, પુરણ પ્રકાશી જગવાશી; કદી નહીંજ ઉદાશી ધરમ ઉજાશી, નજર સુધાશી વૃતધારી; જયજય મોરારી. ૨ ધેંગાજન ધામી સદ્ચીદ્સ્વામી, અલક અકામી જગ જામી; નીર્મળ બહુનામી કોઈ ન દામી, અંતરજામી નહીં ખામી; હરીજનના હામી વૈકુંઠ ગામી, નીગમ નમામી અસુરારી; જયજય મોરારી. ૩ કોટી જગ કરતા અભરણ ભરતા; વળી જગ હરતા આચરતા; માયા આદરતા અમ્રત ઝરતા, ધરણી ધરતા અઘ હરતા; થીરતાથી ઠરતા જે અનુસરતા, તે જન તરતા ભવવારી; જયજય મોરારી. ૪ દુનિયાના દાતા છો પિતુમાતા, ભુદર ભ્રાતા શોભાતા; ગુણ સુરનર ગાતા વિશ્વ વિધાતા, સ્થિર મન થાતા વિખ્યાતા; પુરણ રસ પાતા જગના જાતા, સત સોહતા જઉં વારી; જયજય મોરારી. ૫ જય દિનદયાળા દ્વીજ પ્રતિપાળા, કાનડ કાળા ગોવાળા; જપું છું તુજ માળા વાત વિશાળા, તન દુઃખ ટાળા ઉપગારી; જયજય મોરારી. ૬ જમુના ત્રટ જઇને, થીર મન થઇને, રાસ રચઇને શુભ થઇને; વેણુ ગીત ગઇને અતિ ચીત ચહીને, અમ્રત પૈને સુચી રહીને; કરી અતિ અધિકઇને વળી સુખ દઇને, સંગે લઇને વૃજનારી; જયજય મોરારી. ૭ ઉર ભક્તિ ઉપાવે સંત સુહાવે, દરશન પાવે અતિ ભાવે; ગર્ભવાસ ન આવે થીર મન થાવે, નિરમળ લાવે ચીત ચહાવે; ગણપત ગુણ ગાવે દાસ કહાવે, પદ પર જાવે બલિહારી; જયજય મોરારી. ૮

રાગ કાફી.

## પદ ૧ લું.

તુજ આ શરણુ આવ્યોરે, ગણાધિપતિ તુજ આ શરણુ આવ્યોરે; ટેક. તુજ આ શરણુ આયો, પ્રેમરસ સેજે પાયો; લક્ષ ચરણમાં લાયોરે, ગણાધિપતિ. ૧ બુદ્ધિ સિદ્ધિ બેઉ નારી, મુખક તણી સવારી; તન મન જાઉં વારીરે, ગણાધિપતિ. ૨ લક્ષ લાભ પુત્ર લેવા, સુરનર કરે સેવા; દેવ માંહી મુખ્ય દેવારે, ગણાધિપતિ. ૩ સમરતાં સુખ થાય, દેહ કેરાં દુઃખ જાય, માતા અંબીકાજી માયરે, ગણાધિપતિ. ૪ પિતા તો શંકર સ્વામી, દેવ કોઈ નાવે દામી, નીરંજન નામીરે, ગણાધિપતિ. ૫ નામથી વીઘન નાસે, પાપ કદી નાવે પાસે; વિશ્વમાંહી વસ્યા વાસરે, ગણાધિપતિ. ૬ પુજુ ગુરૂ તારા પાયે, જગ માંહી જશ થાયે; ગણપત ગુણ ગાયેરે, ગણાધિપતિ. ૭

## પદ ૨ જું.

જ્ઞાન માટે ગુરૂ કરોરે નફ્ફટ નર, નુંઘરા કદી ન ફરોરે; નફ્ફટ નર. ટેક. નુંઘરા જો નર ફરો, તેથી નહિ ભવ તરો; કોડે સતગુરૂ કરોરે, નફ્ફટ નર. ૧ નારદે ન ગુરૂ કર્યા, વૈકુંઠથી પાછા ફર્યા; ગુરૂ મળ્યે ઠામે ઠર્યારે, નફ્ફટ નર. ૨ નુંઘરાનું પુન્ય નાસે, પ્રભુ નવ આવે પાસે; બ્રહ્મ કદી નહીં ભાસેરે, નફ્ફટ નર. ૩ નુંઘરાનું મુખ ન્યાળે, કલેશ ઉપજે તે કાળે; ભક્તિ કદી ન ભાળેરે, નફ્ફટ નર. ૪ દાનવ માનવ દેવા, સતગુરૂની કરે સેવા; કહીએ એથી મોટા કેવારે, નફ્ફટ નર. ૫ મોટા જન જેને મળ્યા, ભાવે ભક્તિમાં ભળ્યા; વૈકુંઠની વાટે વળ્યારે, નફ્ફટ નર. ૬ પુજો ગુરૂજીના પાયા, મુકી જગ કેરી માયા; ગણપતે ગુરૂ ગાયારે, નફ્ફટ નર. ૭

## પદ ૩ જું.

સમજે તો ઘણું સારૂંરે, મુરખ મન સમજે તો ઘણું સારૂં. ટેક. સમજે તો ઘણું સારૂં, વારે વારે તને વારૂં; માની લે કહ્યું મારૂંરે, મુરખ મન સમજે તો. ૧ કાયા માયા જુઠી કેવી, ઝાંઝવાના નીર જેવી; તારી સત્ય જાણ તેવીરે, મુરખ મન. ૨ સુત દારા સેજ સારી, બંગલા બેઠક બારી; તેમાં મતી મોહી તારીરે, મુરખ મન. ૩ ભોગ તારે મન ભાવે, અંતે વાંસે નહીં આવે; લેશ નવ લાજ લાવેરે, મુરખ મન. ૪ જુઠી બાજી આતો જાણી, વદી લેને સાચી વાણી; કરને ખરી કમાણીરે, મુરખ મન. ૫ મનુષ્યા જનમ મળ્યો, પ્રભુને ન પંથ પળ્યો; ભુત પ્રેત માંહી ભળ્યોરે, મુરખ મન. ૬ ઠરી લે ઉત્તમ ઠામે, દુઃખ નહીં ભાગે દામે; ગાયું ગણપતરામેરે, મુરખ મન. ૭

## પદ ૪ થું.

ચેતે તો ચેતાવું તુનેરે મુરખ મન, ચેતે તો ચેતાવું તુનેરે. ટેક. સજી અલખત સારી, મીથ્યા કેછે મારી મારી; નથી કાંઇ તારી ન્યારીરે, મુરખમન ચેતે તો. ૧ છે આ સુપનાની બાજી, છત કોઇની નવ છાજી; પ્રભુ ભજી લેને પાજીરે, મુરખ મન. ૨ જોતાં જોતાં સહુ જાશે, થનાર વસ્તુ તો થાશે; કશું ન કરી શકાશેરે, મુરખમન. ૩ ખંખેરીને હાથ ખાલી, આવ્યા એમ જશો ચાલી; કરી માથાકુટ ખાલીરે, મુરખ. માંખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું; લુંટનારે લુંટી લીધુંરે, મુરખ. ૪ તન પડી જાશે તારૂં, મીથ્યા કહે છે મારૂં મારૂં; બળતામાંથી ખોળ બારૂરે, મુરખ. ૫ મરણ ભમે છે માથે, હાથે કર્યું આવે સાથે; નીમેલું છે જગનાથેરે, મુરખ. ૬ સમજે તો સુખ થાયે, જનમનું દુઃખ જાયે; ગણુપત ગુણ ગાયેરે, મુરખ. ૭

( ચોપાઇ—ભકિત એવીરે ભાઇ એવી એ રાગ. )

## પદ ૧ લું.

વહેવંતીને વરને વરવું, એવું ભગતીમાં ચીત આદરવું; નટ દોર ઉપર ચડે છે, સાત બેહેડાં તે શીર ધરે છે. ટેક. તાંણી તેગ બે કરમાં તે વાર, નીરખે સહુ મળી નરનાર; પટા ખેલીને પાર ઉતરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું. ૧ સતી સ્વામી મુવા જે વાર, ધરે અંગે તે સોળ શણગાર; જાયે જુવતી તે બળવા જોને, પાછી વળે કદાપી ન પોતે; એને પતીની પ્રીત્યશું મરવું, એવું ભકતીમાં ચીત આદરવું. ૨ શુરો સંગ્રામમાં સંચરે, ભડ પગલું પાછું નવ ભરે; મરે ત્યાં લગી મામ ન મુકે, ચોટ શતરૂની એક ન ચુકે, એને ફીકર તજીને ફરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું. ૩ દેખી દીપકનો દેદાર, ઉડી આવે પતંગ એ વાર; ઝંપલાયે તે ઝાળમાં જ્યારે, તેને ફરવું મટે તે વારે; એને તનમન અરપણ કરવું, એવું ભકતીમાં ચીત આદરવું. ૪ બોલે બપૈયો બારે માસ વાણી, પીએ પ્રેમથી સ્વાતીનું પાણી; એને ભુમિ પડયું નવ ભાવે, કોઇ નીર તે કામ ન આવે; ભલું સ્વાતીનું ઘટમાં ભરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું. ૫ ચકોરનું લાગ્યું ચીત, પુરી બાંધી ઈંદુ સાથે પ્રીત; દેખી પ્રકાશ સુરતાને સાંધે, બીજે બુદ્ધિ કદી નવ બાંધે; એક ઠેકાણે રહીને ઠરવું, એવું ભકતીમાં ચીત આદરવું. ૬ હરીજન હરી રસને પીવા, માથા સાટે માણે મરજીવા; ચીતમાં એવા પ્રભુપદ ચ્હાય, ગુણ ગણુપત વરણુવી ગાય; એને દુરીજનથી નવ ડરવું, એવું ધ્યાન પ્રભુજીનું ધરવું. ૭

## પદ ૨ જું.

જો તું કોટીક કર્મ કરાવે, તોએ ભકિતને તોલે નાવે. ટેક. ગૌણભકતીના નવ પરકાર, પરાભકિતનો કોઇ પામે પાર; ગૌણભકિત પુરાણે પ્રમાણી, પરાભકિતને વેદે વખાણી; અન્ય સાધન ઉરમાં આવે, તોએ ભકિતને તોલે નાવે. ૧ એમ શીખે તું પુરાણ અઢાર, જો તું મુખે વદે વેદ ચાર; જો તું ભણે બીજાને ભણાવે, ચીતમાંહાંથી જ્ઞાન ચલાવે; જો તું સપ્ત સ્વરથી ગાવે, તોએ ભકિતને તોલે નાવે. ૨ ગંગાજળ ચડાવે શીવલીંગ, જો તું પુષ્પ ચડાવે બહુ રંગ; સ્તોત્ર મંત્રને ધુપદીપ સાધે, એમ ઉર્માયાપતિને આરાધે; બંને કરથી તાલ બજાવે, તોએ ભકિતને તોલે નાવે. ૩ જો તું જટા વધારે શીષ, જો તું ભસ્મ ધરે અહોનીશ; જો તું શબ્દ શંખનો સુણાવે, બની સીધ દુનીયાને ડરાવે; તોયે ભકિતને તોલે નાવે. ૪ જો તું મુન્ય ધારી થયો મુની, જોઇ જગ્યા પકડે સુની; લાવી લાકડાં ધુણી ધખાવે, મીંચી નેત્ર ને માળા ફેરાવે; જો તું સાંન કરી સમજાવે, તોયે ભકિતને તોલે નાવે. ૫ જો તું કાન ફાડી મુદ્રા ડારે, મુકી વસ્ત્ર લંગોટી મારે; જો તું તુંબડ તાર વજાવે, ભજન બોલીને જન ભરમાવે; જો તું વીર થઇ પુજાવે, તોયે ભકિતને તોલે નાવે. ૬ બની વીપ્ર ને વેદ ઉચારે પાળે સૌચ અતીશે આચારે; જો તું અન્ન વીના કરે અહાર, આવી નમે નર ને નાર; ગુણ ગણપત વરણવી ગાવે, તોયે ભકિતને તોલે નાવે. ૭

## પદ ૩ જું.

જો તું સાધન સર્વ સોહાવે, તોયે ભકિતને તોલે નાવે. ટેક. જો તું ખાંતે ભૈરવ જવખાય, કાશી કરવતે વેરાવે કાય; મરે જઇને હેમાળા માંયે, તપ માંડે તરૂવર છાંયે; જો તું શુન્ય સમાધી લાવે, તોયે ભકિતને તોલે નાવે. ૧ વાંચી વેદાંત વાદને માંડે, છળ કપટ અંતરથી ન છાંડે; પદ્માસન વાળી બેસે, બની ધ્યાંની ગુફામાં પેસે; જો તું દસ વાર દીનમાં નહાવે, તોયે ભકિતને તોલે નાવે. ૨ જો તું શીવલીંગ બાંધે શીશ, રાખે શંખ ન છોડે રીશ; જોગી જંગમ થઇ કથે જ્ઞાન, કુળ આશ્રમનું અભીમાન; બની જતીને જોગ જગાવે, તોયે ભકિતને તોલે નાવે. ૩ જો તું સરોવર કુપ ખોદાવે, ભલા ઘીના હવાડા ભરાવે; અભીમાન તણે ઉપાયે, નાંખી સાકરને પાયે ગાયે; જો તું જગમાં જશ મેળાવે, તોયે ભકિતને તોલે નાવે. ૪ ઠીક બનાવે દેવળ ઠાઠ, જો તું બંધાવે સરોવર ઘાટ; આપે દાન થઇને દાતા, થાયે સજ્જનને સુખ સાતા; જો તું વનમાં વાવ્ય ગોડાવે, તોયે ભકિતને તોલે નાવે. ૫ જો તું અડસટ તીરથ નાહાયે, તારા પંડનું પાપ ન જાયે; ઉભો રહી તપ માંડે ઝોલા, કરે કીમી-

ચેથી કંચન તોલા; જો તું શ્વાસોશ્વાસ મેલાવે, તોયે ભક્તિને તોલે નાવે. ૬ જો તું કંચન મોહોલ લુટાવે, જો તું બાંધ્યાં બાંણુ છોડાવે; પ્રેમ સહીત ગુરૂગમ પાવે, પાંચ પકડી એકે ઘેર લાવે; ભલી ભક્તિ ગણપતને ભાવે, ત્યારે દલમાં હરી દરસાવે. ૭

## પદ ૪ થું.

તન ધર્યું જેણે ભવજળ તરવા, તેને સતગુરૂ સાચા કરવા. ટેક. જ્ઞાનહીણા ગુરૂ જો કરશો, ફેરો લખચોરાસીનો ફરશો; નીચ કુળના ગુરૂ નવ કરવા, એથી અંતે ન પામે ઉગરવા; એમ હરકત જગની હરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૧ ગુરૂ વીના જ્ઞાન ન થાયે, મોટા મુનિજન કથે મહીમાયે; જે અજ સનકાદિક શેષ, આદિ વિષ્ણુએ કર્યો ઉપદેશ; અવિનાશીનું ધ્યાન આદરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૨ જનક જેવા વીદેહી જેહ, ગુરૂ અષ્ટાવક્ર કર્યા તેહ; પામ્યો પરીક્ષત પદ નીરવાણ, ગુરૂ શુકદેવ મળીયા સુજાણ; સત્ય ધામે તે ધારે સંચરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૩ સકળ મુનિ અને શિવ શક્તિ, ભાવે કરે સતગુરૂની ભક્તિ; રહુગણને મળ્યા મુનિરાય, સાચી કીધી તે ભરથે છાંય; વિશ્વપતિને ઇચ્છે કરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૪ રામે વશિષ્ઠ ગુરૂજીને વંદ્યા, કૃષ્ણે સંદીપ કર્યા સુખકંદા; ઉદ્ધવ અર્જુનને આપ્યું જ્ઞાન, ગુરૂ થયા શ્રી ભગવાન; શ્વાસોશ્વાસ હરી સમરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૫ નવનાથ ચોરાશી સીધ, ગુરૂ શરણુથી પામ્યા નવનીધ; ગુરૂ પ્રસન્ન હરી પ્રસન્ન, દેખે એમ ગુરૂ દરશન; એમ અગમ પંથ અનુસરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૬ સંસાર સાગર નરહરી નાવ, ભક્ત કોઈક રાખે ભાવ; ગુરૂ ખેવટીયા ગુણવાન, મટે મોહ માયા અભીમાન; કહે ગણપત ઠેકાણે ઠરવા, તેને સતગુરૂ સાચા કરવા. ૭

( હરી ભજન થકી, છોટા હોય તે સહુથી મોટા થાયે–એ રાહ. )

## પદ ૧ લું.

સતસંગ વીના, સમજણ સાધન અંતરમાં નહીં આવે; સતગુરૂ વીના હરી મળવાનો મારગ કોણ બતાવે. ટેક. સતગુરૂને પ્રથમ શરણે ધાશે, તારે ભુલ ભ્રાંત ભ્રમણા જાશે; એમ અંતરમાં પ્રભુ ઓળખાશે, સતસંગ વિના. ૧ સતસંગ વિના નવ સાર જડે, પુરણાનંદ કેરી ન ખબર પડે; જેમ તાળી પડે ન એક હાથ વડે. સતસંગ વિના. ૨ સતસંગ થકી નર કંઈ સુધર્યા, તન શોધી ભવજળ તેજ તર્યા; વશ વરતી કરી વીઠ્ઠલને વર્યા. સતસંગ વિના.

૩ સતસંગ થકી તો મુક્તિ મળે, સતસંગે પ્રેમની રીત પળે; સતસંગે ભક્તિ માંહી ભળે. સતસંગ વિના. ૪ સતસંગ થકી તો પદ પામે, ધરી ધ્યાન ઠરે અક્ષર ધામે; ગુણ ગાઈ કહ્યું ગણપતરામે. સતસંગ વિના. ૫

## પદ ૨ જું.

શુદ્ધ ચિત્ત વિના, જપ તપ સાધન જોગ કરે શું થાય; મુઢ મથી મરે, દીવા વિના અંધારે નવ દેખાય. ટેક. શુદ્ધ ચિત્ત વિના નહીં ભાવ ભક્તિ, શુદ્ધ ચિત્ત વિના નહીં મળે મુક્તિ; શુદ્ધ ચિત્ત વિના નહીં જોગ જુક્તિ. શુદ્ધ ચિત્ત વિના. ૧ શુદ્ધ ચિત્ત વિના વ્રત દાન કરે, વળી તીરથ સઘળાં ફરતો ફરે; તેતો સંસારમાં કોઈ દીન ન તરે. શુદ્ધ ચિત્ત વિના. ૨ શુદ્ધ ચિત્ત વિના પાઠ પુજન કરે, શુદ્ધ ચિત્ત વિના બગ ધ્યાન ધરે; શુદ્ધ ચિત્ત વિના ન ઠેઠ જઈ ઠરે, શુદ્ધ ચિત્ત વિના. ૩ શુદ્ધ ચિત્ત વિના ગુરૂ જ્ઞાન કથે, માંખણ ત્યમ ન મળે પાણી મથે; જેમ પ્રેમ વિના પળે તીરથ પથે, શુદ્ધ ચિત્ત વિના. ૪ માટે ચિત્ત હરી ચરણે ધરવું, તજી કપટ હરી સમરણ કરવું: તેને ગણપત ભવસાગર તરવું, શુદ્ધ ચિત્ત વિના. ૫

( ચતુરા ચેટક એવું જાણેરે, કેઈ વેળાનું કામણ કર્યું છે—એ રાગ. )

## પદ ૧ લું.

કામના કોપથી ઉગર્યા કોકરે, લાજ મુકીને ચાલે લોક; કામના કોપથી. ટેક. સુતાનું લાંછન લાગ્યું, બ્રહ્માનું સત્ય ભાગ્યું; ફજેતી થઈ જગતમાં રોકરે. લાજ મુકીને. ૧ મહાદેવે તપ માંડયું, માયામાંથી મનડું છાંડયું; સતીને મોહીને થયો શોકરે, લાજ મુકીને. ૨ ધર્યું રૂપ ગૌતમ ધામે, ઇંદ્ર અહલ્યા કામે; મેળવ્યો જુવતી સાથે ઝોકરે, લાજ મુકીને. ૩ પારાશર પુરા થયા, ચ્યવન તો ચુકી ગયા; રાવણ તો રણમાં રહ્યો થોકરે, લાજ૦. ૪ ઠર્યો કામ ઠામ કુઠામે, ગાયા ગુણ ગણપતરામે; દલ વિચારી ડોલાવો ડોકરે, લાજ. ૫

## પદ ૨ જું.

લોભે લલચાયા જગતના લોકરે, કળિકાળમાં ઉગર્યા કોક: લોભે. ટેક. સહસ્ત્ર અર્જુન શુરો, પાપી થયો રણમાં પુરો; ફરશુધરે જીવત કીધું ફોકરે, કળિકાળમાં. ૧ કૌરવ તો રાજને કાજે, લોભી થયા લોપી લાજે; મારી સ્વજનને પામ્યો શોકરે, કળિકાળમાં. ૨ ભક્ત અક્રૂર ભારી, નમે જેને નર ને નારી; મણી માટે થઈ ફજેતી ફોકરે, કળિકાળમાં. ૩ નંદે નવખંડનું નાણું

લાવીને આંગણે આણ્યું; પાણીમાં પાથરી પાડી પોકરે, કળિકાળમાં. ૪ કરે કાજ લોભને કામે, ગાયા ગુણ ગણપતરામે; દેખી ધન ડોલાવો માં ડોકરે, કળિકાળમાં. ૫

## પદ ૩ જું.

ક્રોધે તો કીધો કાળો કેરરે, વહાલામાં વધાર્યું વેર. ક્રોધે૦તો. ટેક. ક્રોધ ચંડાળ કેવો, અડે અભડાય એવો; પાપીની કોઈ પ્રીછે નહીં પેરરે, વહાલામાં. ૧ વિશ્વામિત્ર ઋષિ વારૂં, કર્યું તપ સૌથી સારૂં; માર્યા સો બ્રાહ્મણ નાવી મેહેરરે, વહાલામાં. ૨ ક્રોધ દુરવાસાએ કીધો, દયાળુને શ્રાપ દીધો; ગયાતા અંબરીષને ઘેરરે, વહાલામાં. ૩ પ્રગટ્યા સ્થંભમાં પોતે, વહારે ચઢયા જીવન જોતે; કર્યો જ્યારે હિરણ્યાકશ્યપે કેરરે, વહાલામાં. ૪ ધારો જાવું અક્ષર ધામે, ગાયું એમ ગણપતરામે; મોહનજી મનમાં લાવે મેહેરરે, વહાલામાં. ૫

## પદ ૪ થું.

કુપુતનો કોઇ કરે રખે સંગરે, ભકતીમાં પાડે ભંગ; કુપુતનો. ટેક. સુગ-રીએ શિખામણ દીધી, વાંદરને વાત કીધી; કુદી ઘર ભાગ્યું કોપ્યો કુસંગરે, ભકતીમાં. ૧ આભાર ઉંદરનો કીધો, પ્રીતીએ પાંખમાં લીધો; વપુએ વરૂવો થયો વિહંગરે, ભકતીમાં. ૨ સજીવન મંતર સીધ્યો, જાણી સિંહ જીવતો કીધો; અભાગીએ ખાધું વિપ્રનું અંગરે, ભકતીમાં. ૩ ભસ્માંગદ તપનો ભોગી જાપ્યા દિગંબર જોગી; પાપી કર્યો સતિ હર્યાનો પ્રસંગરે, ભકતીમાં. ૪ કહ્યું સમજુના કામે, ગાયું એમ ગણપતરામે; સતીયા છોડો એનો કુસંગરે, ભકતીમાં.

## પદ ૫ મું.

સ્વાદને વશ સહુ સંસારરે, કોણ અહીં ત્યાગી નરનાર. સ્વાદને૦ સ્વાદે છળ્યા સૃંગીરૂષી, પ્રેમદાને પેર ન પુછી; આવ્યા અયોધ્યામાં એ વારરે, કોણ અહીં૦ ૧ વિષય વશ રાજા રાણી, પીએ મદીરાનાં પાણી; વંઠને નાવે કાંઇ વિચારરે કોણ અહીં૦ ૨ સ્વાદી નર નીચનું ખાયે, ચોરી જારી કરવા ચાહાયે; વળી જેને વહાલો નહીં વહેવારરે, કોણ અહીં૦ ૩ સ્વાદી કરે દલથી દગો, ન ગણે સજ્જન સગો; એના તો પાપનો નાવે પારરે, કોણ અહીં૦ ૪ કરો નહી મતિએ કામે, ગાયુ એમ ગણપતરામે; સાચોછે હરી ભજનમાં સારરે. કોણઅહીં૦

## પદ ૬ ઠું.

સતીને સ્વામીની કરવી સેવરે, જાણી દલ ભીતરના દેવ; સતીને૦ ટેક. પ્રભાતે પતીને પુછે, સ્વામીજી કામ શું છે; તેવી નિત્ય તનમાં રાખવી ટેવરે,

જાણી દલ૦ ૧ સ્યામાને સરવે સુજે, પતિ ગુરૂ પ્રભુને પુજે; કદાપી કરે નહિ કટેવરે, જાણી દલ૦ ૨ કોઇ પૃથ્વીમાં કેવા, જાણે ભઇ બાપના જેવા; ખોટી વાત તજે તતખેવરે, જાણી દલ૦ ૩ શિળ શણગાર શોભે, લલચાય ન કદી લોભે; હરીજન સાથે રાખે હેતરે, જાણી દલ૦ ૪ ઠરે નહીં નબળા ઠામે, ગાયું એમ ગણપતરામે; આવે નહી ઉરમાંહી અહંમેવરે, જાણી દલ૦ ૫

## પદ ૭ મું.

રાંડેલીને રાખવી રીત્યરે, પરીબ્રહ્મ સંગાથે પ્રીત્ય. રાંડેલીને. ટેક. ધણી એક રામને ધારી, મનને નાખવું મારી; અંતરથી કરે નહીં અનીત્યરે, પરીબ્રહ્મ. ૧ વિષયી પુરૂષની વાણી, સુણે નહીં જુઠડી જાણી; અહોનીષ આરાધે અદ્વૈતરે, પરિબ્રહ્મ. ૨ ગુરૂને ગોવિંદની સેવા; માની લે મીઠડા મેવા; ભુંડાથી રહે સદા ભયભીતરે, પરિબ્રહ્મ. ૩ વદે નહીં વૈખરીવાણી, સાચી એ સુંદરી શાણી; વધારે પુન્યમાં ખરચે વિત્તરે, પરિબ્રહ્મ. ૪ હીંડે એમ સાચી હામે, ગાયું એમ ગણપતરામે; જાણે તેની જુગમાં થાશે જીતરે, પરિબ્રહ્મ. ૫

( રાગ ગરબી—મારગ મુકોને કહું છું કાના ક્યારની જો એ રાગ )

## પદ ૧ લું.

ચેતી લેને જગત ચાલ્યું જાયછે જો, થાક પામી શું આળસુ થાય જો; ચેતી લેને. ટેક. મળ્યો મનુષ્યા જનમ મોંઘા મુલનો જો, એવો મળે નહીં એ સમતુલ્યનો જો, ચેતીલેને. ૧ રાવણ જેવા હતા જગતમાં રાજીયા જો, છત્ય ભોગવવા એકે નવ છાજીયા જો. ચેતી લેને. ૨ સુખ ભોગવતા અતિ સંસારમાં જો, ચડપ ઉડી ગયા એનો પળ ચારમાં જો. ચેતી લેને. ૩ તરૂ સરિતા કીનારે ઉગે શુરમાં જો, પલક માંહી તે તણાઇ જાય પુરમાં જો. ચેતી લેને. ૪ કહુ જીવડલા સમજ તારા કામની જો, શીખ સાંભળ ગણપતરામની જો. ચેતી લેને. ૫

## પદ ૨ જું.

તારા માથે નગારાં વાગે મોતનાં જો, ખોટાં થાશે જરૂર સુખ ખાંતનાં જો. તારે માથે. ટેક. ઇંદ્રજીત જેવા રાજવી ઉડી ગયા જો, બળિયા કુંભકર્ણ જેવા કંઈ બુડી ગયા જો. તારે માથે. ૧ માન શુરનાં મુકાવતા જે મહારથી જો, જોતાં નામ તેનાં જડતાં નથી જો. તારે માથે. ૨ ખડગ ધારી બેસી ઘોડીલા ખેલાવતા જો, એવા ઉડી ગયા નજરે નથી આવતા જો. તારે માથે. ૩ મહા શુરવીર હાક જેની મલકમાં જો, પોઢયા જઇને મશાણ એક પલકમાં જો. તારે૦ ૪ દેહ એવી છે ઝબુકે જેવી દામની જો, રાખય શીખામણ ગણપતરામની જો. તારે૦ ૫

## પદ ૩ જું.

કૃષ્ણ ભજન વિના કાયા શા કામની જો, ભાવે ભક્તિ કરી લે રૂડા રામની જો. કૃષ્ણ ભજન. ટેક. સુખ સ્વપ્ના જેવું છે સંસારનું જો, રાખ્ય સગપણ સરજનહારનું જો. કૃષ્ણ ભજન. ૧ જળ ઝાંઝવાનાં જેમ જણાય છે જો, તેમ તૃષ્ણાને પુરે શું તણાય જો. કૃષ્ણ. ૨ કરણ દીધા કથા સુણવાને કારણે જો, વારી જાને વાલમજીને વારણે જો. કૃષ્ણ. ૩ પંખી પંખ વિના પુષ્પ વિના પાંખડી જો, તેમ તેજ વિના ઓપે જેમ આંખડી જો. કૃષ્ણ. ૪ સાચી એક છે સગાઈ સુખધામની જો, રાખ શીખામણ ગણપતરામની જો. કૃષ્ણ ભજન. ૫

## પદ ૪ થું.

કાળ જાળ માંહી જીવ પકડાય છે જો, હરી ભજ્યા નહિ એજ અથડાય છે જો. કાળ જાળમાં. ટેક. દંતી પડે જેમ હઝાડીના દુઃખમાં જો, સુખકુ આવે જેમ સર્પ તણા મુખમાં જો. કાળ જાળમાં. ૧ ધારી જોને કરોળિયાની ધાંખના જો, મોઢે આવે તો મળે ભોગ માંખના જો. કાળ જાળમાં. ૨ વસે જઇને વિહંગ વિશ્વાસમાં જો, પડે ઓચિંતો પારધીના પાસમાં જો. કાળ જાળમાં. ૩ દુર દેખીને હરણ ચાલે દોટમાં જો, ચડપ આવે જેમ સિંહ તણી ચોટમાં જો. કાળ જાળમાં. ૪ કાળ આગળ નથી અક્કલ કશા કામની જો, રાખ્ય શિખામણ ગણપતરામની જો. કાળ જાળમાં. ૫

( પદ ગરબી—કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે—એ રાગ. )

## પદ ૧ લું.

કયમ તું ભુલ્યો ઉપકાર જગત કીરતારનોરે, કયમ તું. ટેક. કાન કથા સાંભળવા કેવા, મુખ હરિગુણ ખાવાને મેવા; લ્હાવો આવ્યો લેવા શુભ સંસારનોરે. કયમ તું. ૧ કર આપ્યા સેવા કરવાને, ચરણ તીરથ ગતિ આચરવાને; તન આપ્યું તરવાને કહું છું કયારનોરે. કયમ તું. ૨ મતિ આપી જગને મહારાજે, કૃત્ય રૂડાં કરવાને કાજે; ગુણ અનુપમ ગાજે ભવ કીરતારનોરે. કયમ તું. એનાથી કોણ છે ઉદારી, દેખી જો તેની દાતારી; શું ગુણ મુકે વિસારી સરજનહારનોરે. કયમ તું. ૪ મુરખ શીદ રખડાઈ મરે છે, કહ્યું કરી લે ગણપત કહે છે; ફોગટ શીદ ફરે છે વિના વિચારનોરે. કયમ તું. ૫

## પદ ૨ જું.

ગોવિંદ ગાયા વિના તેં જનમ ગમાવીયોરે, ગોવિંદ ગાયા. ટેક. ભજન હરિનું કયમ ગયો ભૂલી, દુનિયાના ડાહાપણમાં ડુલી; ફરે શીદને ફુલી ઘણો ઘુંચાવીયોરે. ગોવિંદ. ૧ માયાને શું માને મારી, તરીયા તે પણ નહિ કાંઈ તારી; વિશ્વપતિ વિસારી લગડું લાવીયોરે. ગોવિંદ. ૨ મોટું કુળ ને મંદિર

મેડી, પાપી તારા પગમાં બેડી; તને જાશે જમ તેડી ભવ ભમાવીયોરે. ગોવિંદ. ૩ તન સ્વપ્ના જેવું તારૂં, માન્ય કહ્યું તું મુરખ મારૂં; વારે વારે વારૂ કુપટી કહાવીયોરે. ગોવિંદ. ૪ ઠર્યો નહિ તું ઉત્તમ ઠામે; રાખ્ય કહ્યું જે ગણપતરામે; પુરણ પદવી પામે અવસર આવીયોરે. ગોવિંદ. ૫

## પદ ૩ જું.

આયુષ્ય ઓછું આશા નવ લાંબી આદરોરે. આયુષ્ય. ટેક. ઝાપટથી દીપક ઠરી જાશે, જનમ્યું તે સરવે મરી જાશે; થનાર વસ્તુ થાશે એ ઉરમાં ધરોરે. આયુષ્ય. ૧ વીજળીનું જેવું અજવાળું, ભવનું સુખડું એવું ભાળ્યું; રાખી નેમ રૂપાળું વિઠ્ઠલને વરોરે. આયુષ્ય. ૨ પડવાનું છે તનડું પળમાં, જેવો પરપોટો છે જળમાં; શીદ ફરો છો છળમાં તેથી નહિ તરોરે. આયુષ્ય. ૩ સમજી લ્યો વાદળની છાયા, મીથ્યા જુગની એવી માયા; કામ ન આવે કાયા કૃત્ય સારાં કરોરે. આયુષ્ય. ૪ સમરી લ્યો ગણપતનો સ્વામી, પુરણ પદને લ્યો પામી; બળીયો છે બહુ નામી એનો આશરોરે. આયુષ્ય. ૫

## પદ ૪ થું.

કળિજુગનું કારણ આગળ એવું થશેરે, કળિજુગનું. ટેક. ગંગા ગીતા ને ગાયત્રી, વણિક વિપ્ર ને ખરા જે ક્ષત્રી, પ્રેમદા નહિ પવિત્રી સત્ય સહુનાં જશેરે. કળિજુગનું. ૧ જતી સતી સંન્યાસી જોગી, ભવમાં સહુ માયાના ભોગી, રાય રંક ને રોગી વેરે સહુ વસેરે. કળિજુગનું. ૨ ઉંચ નીચ એકે આરે, ધાક ધણીની સ્ત્રી નહિ ધારે; કોઇ કોઇને ન વારે હોનારૂ હશેરે. કળિજુગનું. ૩ પાખંડીને સરવે પૂજે, સાચાની સંગત નહિ સુજે; ધરા અધરમે ધ્રુજે કંઇ જન કંપશેરે. કળિજુગનું. ૪ ભવમાં ચઢિયો જુઠે ભામે, પંથ પ્રભુનો એ નહિ પામે; ગાયું ગણપતરામે ફંદે શું ફસેરે. કળિજુગનું. ૫

## પદ ૫ મું.

સતગુરૂ સાચા કરીને ગા ગોવિંદનેરે, સતગુરૂ. ટેક. સતગુરૂ સાચા જેને મળિયા, ફેરા તેને સવળા ફળીયા; પ્રેમ પંથમાં પળિયા ફેડી ફંદનેરે. સતગુરૂ. ૧ વેદ વચનમાં જે જન વળીયા, ભાવ કરી ભક્તિમાં ભળીયા; ચિત્ત વિષે નવ ચળીયા, મળ્યા મુકુંદનેરે. સતગુરૂ. ૨ સુરનર મુનિવર શંકર જેવા, અજ વિષ્ણુ ને દેવી દેવા; સદા કરે ગુરૂ સેવા, કરમ નિકંદનેરે. સતગુરૂ. ૩ વેદ ભણે પણ ભેદ ન જાણે, ઇશ્વરને અંતર નવ આણે; ત્યાગ ન આવે ટાણે, મુરખ મંદનેરે. સતગુરૂ. ૪ રૂંધામણમાં શીદ રહે છે, કારજ કરી લે ગણપત કહે છે; રટવાથી રીઝે છે વિઠ્ઠલ વંદનેરે. સતગુરૂ. ૫

( રામ લક્ષ્મણ વન સીધાવતાં–એ રાગ. )

## પદ ૧ લું.

ન હોય સત્ય વચન છીનાળનું, બળ્યો અંત્યજનો આચાર; વંઠેલનો વિચાર, પારખી લેને પ્રાણીયા. ટેક. સાચા ચોરને સોગન હોય નહિ, ન હોય વ્યસનીને વટલ્યાની વાત; જાત્ય વિના ભાત્ય, પરખી લેને. ૧ ન હોય કપટીનું કાળજ કુમળું, ન હોય પાપીનો પતિયાર; ભોળા કેરો ભાર, પરખી લેને. ૨ ખરી ભક્તિ તે ખળની ન માનીયે, જુઠી મુરખની મિત્રાઇ; કે શઠની સગાઈ પરખી લેને. ૩ બળી પામર કેરી પ્રીતડી, ન હોય વિનતા કેરો વિશ્વાસ; અદાતાની આશ, પરખી લેને. ૪ બળ્યું નિરધન જીવત જાતનું, બળ્યું કાયર કેરૂં કામ; કહે ગણપતરામ, પરખી લેને. ૫

## પદ ૨ જું.

જુઠું વિધવાનું જોબન જાણીયે, જુઠી જારિણીની પતિસેવ, દાંભિક પૂજે દેવ, કહો શા કામનું. ટેક. જળ જુઠાં ઝાકળ ને ઝાંઝવાં, જુઠી જોગી જનની છેલાઇ; કૃપણની કમાઈ, કહો શા કામનું. ૧ જુઠો જન્મ જીવણ નવ જાણીયા, જુઠું ગુરૂગમ વિનાનું જ્ઞાન; માગણ કેરૂં માન, કહો શા કામનું. ૨ જુઠી ભક્તિ જાણો અણભાવની, અનામીકનો ઉંચો મહોલ; કુબુદ્ધિનો કોલ, કહો શા કામનું. ૩ જુઠો દીનકર આગળ દિવડો, જેવી લંપટ સાથે લેહેર; મુરખની શી મહેર, કહો શા કામનું. ૪ બળી જાઓ પરાણે પ્રીતડી, બળી જાઓ અદાતાના દામ; કહે ગણપતરામ, કહો શા કામનું. ૫

## પદ ૩ જું.

પ્રભુ રૂઠયાનું પરખી લ્યો પારખું, નવ ગોઠે રૂદે ગુરૂ જ્ઞાન; અતિ અભિમાન, પુરવ કેરા પાપથી. ટેક. પુણ્ય પરવાર્યું પાપ આવી મળ્યું, ત્યારે ઉકલે એવી સુઝ; બળી એની બુઝ, પુરવ કેરા. ૧ મુકી મોહનને ભજે ભુતને, નવ ઉકલે સત્ય ઉપાય; જુઠા સંગે જાય, પુરવ કેરા. ૨ અતિ અવગુણ ઉપજે ઉરમાં, ગતિ તેની તો ગળી જાય; કરમ ફુડું થાય, પુરવ કેરા. ૩ આવ્યું અમ્રત હાથ ઉછેટીયું, તજી પારસ કરમાં લે પાહાણ; એ બુદ્ધિ અજાણ, પુરવ કેરા. ૪ શિખામણ સાચી શ્રવણે ન સાંભળે, ઠરશે જઇ નબળે ઠામ; કહે ગણપતરામ, પુરવ કેરા. ૫

## પદ ૪ થું.

કોટી ઉપાય કરીયે જો કાગને દશ વાર દહાડી દુધ પાય; હંસ ન થાય, જાત વિના ભાતડી. ટેક. સારૂં ચંદન લેપીએ શ્વાનને, તોએ ભસવાની ટેવ

ન જાય; અનેક ઉપાય, જાત વિના. ૧ કોટી પારસ ઘસીએ કથીરને, તોયે કંચન તે નવ થાય; જોયે ભ્રમ જાય, જાત વિના. ૨ સત્ય બોધ બતાવીયે સુમને, તોયે ઉરમાં ના થાય ઉદાર; એવાને ધિક્કાર, જાત વિના. ૩ વાવ્યું લસણ કસ્તુરીમાં કેળવી, પાણી ગંગાનું પ્રિત્યે પાય; તો ગંધ ન જાય, જાત વિના. ૪ પડી ટેવ કઠણ છે ટાળવી, કરો ઉપાય આઠે જામ; કહે ગણપતરામ, જાત૦ ૫

( કુંવરીએ કુળ વગોવ્યુંરે આ શુંરે કીધું—એ રાગ. )

## પદ ૧ લું.

મન માન શિખામણ મારીરે, ભવ દુઃખ ભારી; છે કાયા નરકની ક્યારીરે, ભવ દુઃખ ભારી. ટેક. આવે છે એમાં અતિ ભુંડા અવતાર, ત્યાં પાપ તણો નહિ પારરે. ભવ દુઃખ ભારી. ૧ ઇંડજ ઉદભીજ સ્વદજને જરાયું, ત્યાં ભારે નરક ભરાયુંરે. ભવ દુઃખ ભારી. ૨ ચોરાશી લખ કુંડ જગત માંહી ન્હાવા, એ જુઠા જનને જાવારે. ભવ દુઃખ ભારી. ૩ ચેતી લેને શીદ જાય છે લખચોરાશી, થઈ કરમે નરક નિવાસીરે. ભવ દુઃખ ભારી. ૪ જોરાવર જમડા માર ઘણેરા મારે, એ વેળા કોણ ઉગારેરે. ભવ દુઃખ ભારી. ૫ કોટી ભવ ફરતાં કૃપા કેશવની થાય, તો મનુષ્યા દેહ મળાયરે. ભવ દુઃખ ભારી. ૬ કહી છે સમજી લે શિખામણ તારા કામે, ગુણ ગાયા ગણપતરામે. ભવ દુઃખ ભારી. ૭

## પદ ૨ જું.

મળી મનુષ્યા દેહ અમુલીરે, ભક્તિ ગયો ભુલી; તું ડહાપણમાં ગયો ડુલીરે, ભક્તિ ગયો ભુલી. ટેક. ઉદરમાંથી તું કોલ કરીને આયો, પણ ગોવિંદ ગુણ ન ગાયોરે, ભક્તિ ગયો ભુલી. ૧ બાળાપણ માંહી બુદ્ધિ વિના નવ બુઝયો, સાચો મારગ નવ સુઝયોરે. ભક્તિ. ૨ તરૂણપણામાં તરૂણી સંગાથે લાગી તાળી, ભરમાયો વૈભવ ભાળીરે, ભક્તિ. ૩ પરિવાર પુરો ગાદી તકીયાને ઘોડા ગાડી, લાખેણી પામ્યો લાડીરે. ભક્તિ, ૪ ભરેલાં ભુવન બેઠક બંગલાને બારી, વિઠ્ઠલ મેલ્યા વીસારીરે. ભક્તિ. ૫ વૃદ્ધપણામાં વધી છે અંગમાં વ્યાધી, તેં ખોળી ઉમર બાધીરે. ભક્તિ. ૬ પ્રભુને ભજને પાર આ ભવનો તું પામે, ગુણ ગાયા ગણપતરામેરે. ભક્તિ. ૭

## પદ ૩ જું.

પળમાંહી તનડું પડશેરે, ચેતીને ચાલો; જોતાં પાછું નવ જડશેરે, ચેતીને ચાલો. ટેક, રાજા રાવણે અલખત ઇંદ્રની આણી, પણ પીવા નવ રહ્યો પાણીરે, ચેતીને ચાલો. ૧ સગરરાજાને આઠહજાર પુત્ર પુરા, તે સુતા રણમાં શુરારે, ચેતીને. ૨ ચાંપાનેર જેવાં શહેર હતાં, જગતમાં ચાહાવાં; એ

ઉજડ પડીયાં આવાંરે, ચેતીને. ૩ નદીઓનાં નીર આવે ને ઉતરી જાય; એમ આયુષ્ય ઓછું થાયરે, ચેતીને ચાલો. તન ધન જોબનની આશા તે સરવે જાણો એવી; જુઠી સપનાના જેવીરે, ચેતીને ચાલો. ૫ હાથે એ સાથે, વેદ વદે છે વાણી જીવલડા લેને જાણીરે, ચેતીને ચાલો. ૬ હરખીને ચાલો, હરજીને મળવાને હામે; ગુણ ગાયા ગણપતરામેરે, ચેતીને ચાલો. ૭

## પદ ૪ થું.

માને છે મનડા મારૂંરે, શા જીવ્યા સારૂં; ખરૂં કહેતાં લાગે ખારૂં, શા જીવ્યા સારૂં. ટેક. સપનાનું સુખ જાગેથી જુઠું જણાયે એમ ઉપજે ને અલપાયેરે; શા જીવ્યા. ૧ પડયુ મુકીને ચાલી ગયા તારા પરિયા, જો એકે નવ ઉગરિયારે; શા જીવ્યા. ૨ ખોટું કરવામાં દોરી આયુષ્ય કેરી ખુટી, તૃષ્ણા તોયે નવ છુટીરે; શા જીવ્યા. ૩ જુવે છે નજરે કાંઇકોને જુગમાંથી જાતા, કોણ તાતાં ને કોણ માતાંરે; શા જીવ્યા. ૪ મેહેનત કરીને મુરખા તેં મેળવી છે માયા, પણ પળમાં પડશે કાયારે; શા જીવ્યા. ૫ મરવું તે સાચું અંતે જરૂર માની લેને, તું દાન દયાથી દેનેરે; શા જીવ્યા. ૬ હું ને મારાથી હરજી હજાર ગૌ રહે છે, કાંઈ સંત પોકારી કહેછેરે; શા જીવ્યા. ૭ દેખીને જમડા લાલચ પામે ન દામે, ગુણ ગાયા ગણપતરામેરે; શા જીવ્યા સારૂ. ૮

## પદ ૫ મું.

જબરાને હરીજન ઝાલોરે, મનશુરો મોટો; એને ઘેરી ઘરમાં ઘાલોરે, મનશુરો મોટો; ટેક. કાયા નગરીમાં મનવો તે રાજ કરે છે, એનું મારયું સર્વ મરેછેરે; મન. ૨ ક્ષણમાંહી ખોળી ખબર ખલકની એ લાવે, વળી પળમાં પાછો આવેરે; મનશુરો. ૨ પૃથ્વીથી પોહોળો નક્કી પાતાળથી એ નીચો, આકાશ થકી છે ઉંચોરે; મનશુરો. ૩ જંગમને જોગી જતી સતીને સન્યાશી, કોણ વરતી ને વનવાશીરે; મનશુરો. ૩ મન માતંગે આતમ કરે અસવારી, ધીરજનો અંકુશ ધારીરે; મનશુરો. ૫ પરાશર સુગ્રીવ એકલસ્રંગી પછાડયા, તે પળમાં પાછા પાડયારે; મનશુરો. ૬ ઠરી રહ્યા છે વિશ્વમાં સઘળા ઠામે, ગુણ ગાયા ગણપતરામેરે; મનશુરો. ૭

## પદ ૬ ઠું.

મરજીવે મેલી માયારે, દુનિયામાં ડાહ્યા; કરી પ્રભુને અરપણ કાયારે, દુનિયામાં ડાહ્યા. ટેક. રણકાર રોમે રોમે દેખે છે જે દીવા, મન મારે તે મરજીવારે; દુનિયામાં. ૧ હું ને તે મારૂં મેલી ચતુર થઈ ચાલે, જે ઇશ્વર માટે આલેરે; દુનિયામાં. ૨ સુખદુઃખ સારૂં ખોટું તે સરખું જાણે, એ અંતરમાં

હરી આણેરે; દુનિયામાં ડાહ્યા. ૩ દેખીને કોઇનો દોષ ન દ્રષ્ટીમાં લાવે, ના ગુણ પોતાના ગાવેરે; દુનિયામાં. ૪ સમાન બુદ્ધી સહુનામાં રાખે સરખી, હરીજનને બોલે હરખીરે; દુનિયામાં. ૫ ગુરૂ ગોવિંદમાં અંતર ઉર ન આણે, વળી જુની વાતો જાણેરે; દુનિયામાં. ૬ જપે હરીકા જાપ તે આઠે જામે, ગુણ ગાયા ગણપતરામેરે; દુનિયામાં ડાહ્યા. ૭

## પદ ૭ મું.

હરી ભક્તિના અધિકારીરે એનેરે કહીએ; જેણે મનની માયા મારીરે, એનેરે કહીએ. ટેક. નિરમાની નિરસ્વાદી અને નિષકામી, જીવનમાં પ્રિતિ જામીરે; એનેરે કહીએ. ૧ નિરલોભી નિરમોહી અને અક્રોધી, સાધનથી કાયા સોધીરે; એનેરે. ૨ ઇંદ્રિયો જેણે જીતી અધિકારી એવા, જાણો જનકના જેવારે; એનેરે. ૩ સમજણ સેવા ને ધ્યાન ધરમ રહ્યા ધારી, એ નિરખે નહીં પરનારીરે; એનેરે. ૪ વાણી વશ જેના વૈરાગને જાઉં વારી, પરનિંદા નહીં પ્યારીરે; એનેરે. ૫ એ આદિક ત્રીસ લક્ષણ છે પાળવાનાં તેને, જમદુત ન આવે જેનેરે; એનેરે. જ્ઞાની ગુણવાળા ઠગાય નહી કોઈ ઠામે, ગુણ ગાયા ગણપતરામેરે; એનેરે. ૭

## પદ ૮ મું.

બાંધી ગર્ભવાસમાં બાધારે, પાપીડા પ્રાણી; તેં મોટા સોગન ખાધારે, પાપીડા પ્રાણી. ટેક. એક વરસ લગી તો અન્ન ઉદક નવ લેવું, નરવું પય પીને રેહેવુંરે; પાપીડા. ૧ ઘણા દિવસ તો માથે નહીં પાઘડી ઘાલું, ચરણે દશ મહીને ચાલુંરે; પાપીડા. ૨ બે વરસ લગી તો મુનીપણે નહીં બોલું, હવે દીલ સાથે નહીં ડોલુંરે; પાપીડા. ૩ પાંચ વરસ લગી તો પાયે પેજારાં ન ધારૂં, તમો માનો મોહન મારૂંરે; પાપીડા. ૪ નવ વરસ લગી તો નાગાની લાજ ન લાવું, હવે આ ઠામે નહીં આવુંરે; પાપીડા. ૫ કૃપા કરીને સંકટ મારૂં કાપો, મને દેહ મનુષ્યનો આપોરે; પાપીડા. ૬ જમાની આપી જમડાની આવ્યો આ ઠામે, ગુણ ગાયા ગણપતરામેરે; પાપીડા પ્રાણી. ૭

( ગરબી—કર પ્રભુ સંગાથે દ્રઢ પ્રીતડીરે. એ રાગ. )

## પદ ૧ લું.

સુખ સાચું નહીં સંસારનુંરે, દુઃખદાયક સરવે દેખાયા માટે સેવો હરી ગુરૂ સંતનેરે. ટેક. તારૂં ધાર્યું તે ધુળ મળી જશેરે, જોને જાગીને જુઠું જણાય; માટે. ૧ જયાંથી જનમ્યો ત્યાંથી કાળે ઝાલીયોરે, એમાં ઉગર્યાની રાખે છે આશ; માટે. તારા જોતાં તે કઈક જાતા રહ્યારે, નરનારી પામ્યાં સહુ નાશ; માટે. ૨ અહીંઆં આવ્યો ત્યારે શું લાવિયોરે, જતાં સાથે તે શું લેઇ જાય;

માટે. કંઈક કહેશે તે કાંઇ માણે નહીંરે. તારી ઠાલી ફજેતી થાય. માટે. ૩ આજ અવસર રૂડો આવિયોરે, હરી ભક્તિમાં રાખો હેત; માટે. મોંઘો મનુષ્યા જનમ હવે નહીં મળેરે, તારે ચેતવું હોય તો ચેત. માટે. ૪ જમરાજાને હાથે જ્યારે જશો. કરી કુંડાં જગતમાં કામ; માટે. એક ઇશ્વર ભજે તે ઉગરેરે; ગુણ ગાય તે ગણપતરામ. માટે. ૫

## પદ ૨ જું.

કહ્યું કૃષ્ણે ગુરૂ સંદીપનેરે, આપો અધ્યાત્મનો ઉપદેશ; શિષ્ય સાચો જે હોય સંસારમાંરે. ટેક. ગુરૂ થકી તે જ્ઞાન ઇચ્છે ઘણુંરે, નહી પાપ તણો પરવેશ; શિષ્ય સાચો. ૧ ગુરૂ શરણે રહીને કરે સેવનારે, ગુરૂ દોષ ધરે નહી મન; શિષ્ય સાચો. વચન પાળે ગુરૂનું વિશ્વાસથીરે, ધરે ચરણોમાં તનમન ધન. શિષ્ય સાચો. ૨ ગુરૂ માટે તે પ્રાણ પોતે તજેરે, ગુરૂગોવિંદ જેવા જણાય; શિષ્ય સાચો. પુરણ પ્રેમે ગુરૂની પુજા કરેરે, ભાવે ભક્તિ હરીની ભણાય. શિષ્ય સાચો. ૩ જારણ મારણ અને ઉચાટણેરે, પૈશુન્યને વાદ વિવાદ; શિષ્ય સાચો. પરનિંદા અને પરનારનેરે, છોડે ઇંદ્રી વિષેના સ્વાદ. શિષ્ય સાચો. ૪ ચાર સાધન મુમુક્ષુના ચિત્તમાંરે, તેને ઉપદેશનો અધિકાર; શિષ્ય સાચો. ગાય ગણપત ગુણ ગુરૂદેવનારે, વેદ વાણીનો એજ વિચાર. શિષ્ય સાચો. ૫

## પદ ૩ જું.

એક રંક સપનમાં રાજા થયોરે, કરે ભુપ ભિખારીનું કામ; સહુ કૌતકની વાત એક સાંભળોરે. ટેક. જે જાગે તેને જુઠું પડેરે, ઉંઘે તેના હૈયામાં હામ; સહુ. ૧ અરસપરસ વરતે એક એકમાંરે, જુવે સાચું ન કોઈ જણાય; સહુ. છે જુઠું ને સાચું જાણીયુંરે, એ તે ડાહ્યા કે ગાંડા ગણાય. સહુ. ૨ નર કહે છે આ નારી માહરીરે, નારી કહે છે આ મારો નાથ; સહુ. પતી મુકીને ચાલે પ્રેમદારે, નરે છોડયો તે સુંદરીનો સાથ. સહુ. ૩ બાજીગરે આ ખેલ બનાવિયોરે, જાણે કોઇક સંત સુજાણ; સહુ. કળા કોઇ ન જાણે કીરતારનીરે, કરે વાલાનાં વેદ વખાણ. સહુ. ૪ સાચું જુઠું છે સુખ સંસારનુંરે, તેમાં કરો કલ્યાણનું કામ; સહુ. ભવસિંધુ તરો ભક્તિ વડેરે, ગુણ ગાય તે ગણપતરામ. સહુ કૌતકની. ૫

## પદ ૪ થું.

નીચ કુળમાંહી રોહીદાસ નિપજયોરે, તોએ પ્રભુએ ઉતાર્યો પાર; એવા અધમ ઉદ્ધારણ શ્રીહરીરે. ટેક. પુત્ર નામે અજામેળ પાપીનેરે, મુકાવ્યો તેને જમનો માર; એવા અધમ. ૧ સુખ આપ્યું તે સજના કસાઇનેરે, ભવ તાર્યો તે શ્રી ભગવાન; એવા અધમ. દાસ કીધો દરજી નામદેવનેરે, ઘણું આપ્યું

કબિરને જ્ઞાન. એવા અધમ. ૨ કંસ કેરી તે દાસી કુબજ્યારે, તેને રાણી કરી છે રણછોડ; એવા અધમ. વળી સવરી કોળીના સાથમાંરે, કર્યા પ્રભુએ પુરણ કોડ. એવા અધમ. ૩ પાપ સુકત કરી ગુણકા પીંગલારે, બહુ કષ્ટથી ઉગારી મીરાંબાઇ; એવા અધમ. વનવાસી વાંદરને વહાલાં કર્યાંરે, મળ્યા સુગ્રીવ ને કરી મિત્રાઈ. એવા અધમ. ૪ એ આદીક અનેક ઉગારિયારે, સુખદાયક સુંદર શ્યામ; એવા અધમ. માટે ભાવે ભજો ભગવાનનેરે, ગુણ ગાય તે ગણપતરામ. એવા અધમ. ૫

( ભજન–ગુરૂજીની અગમ ગતિરેજી. એ રાગ. )

## પદ ૧ લું.

માહાપદ તેને મળે, મનુષ્યા દેહીમાંહી; માહાપદ તેને મળે હેજી. ટેક. સંતોભાઇરે ગુરૂજીની આજ્ઞા ગોવિંદજીની ભક્તિ, જ્ઞાનમાં ચિત્ત ગળે; મનુષ્યા. ૧ સંતોભાઇરે માહારૂં ને હું બે રૂદેમાંથી મેલી, ભક્તિમાં ભાવે ભળે; મનુષ્યા. ૨ સંતોભાઇરે વિષયની વર્તીને વેરણ જાણે, ચીત્તમાં તે ન ચળે; મનુશ્યા. ૩ સંતોભાઇરે પુરણ પ્રેમ હરિજનના સાથે, પોતાનું બોલ્યું પળે; મનુશ્યા. ૪ સંતોભાઇરે ગણપત ન્યારો ખલકથી ખેલે, કોઇ ન વાત કળે; મનુશ્યા ૫

## પદ ૨ જું.

આરાધે ઇશ ફળે, સમજી લ્યો સંતો; આરાધે ઇશ ફળે હેજી. ટેક. સંતોભાઇરે આજના તે વેદ અસુર લેઇ આવ્યો, અસુર લેઇ આવ્યો તો; જીવન પ્રગટ્યા જળે, સમજી લ્યો. ૧ સંતોભાઇરે પુણ્યો પીતા જ્યારે પ્રલ્હાદજીને, તો પ્રભુ આવ્યા તે પળે; સમજીલ્યો. ૨ સંતોભાઇરે તેલ કઢામાં સુધનવાને તાવતાં તો, સહાય કરી શામળે; સમજીલ્યો. ૩ સંતોભાઇરે સંકટ જાણીને સુર સરવેનું તો, દૈત્યને પ્રભુજી દળે; સમજીલ્યો. ૪ સંતોભાઇરે કહે ગણપત કોઈ હરી ગુણ ગાશે, તો મોહન તેને મળે; સમજી લ્યો. ૫

## પદ ૩ જું.

મુનીવર મોટા મળે, આ દુનિયા માંહી; મુનીવર મોટા મળે હોજી. ટેક. સંતોભાઇરે, દરશન કરતામાં દુઃખ ટળી જાયે; ભાઇ દુઃખ ટળી જાયે તો, બોધથી પાપ બળે. આ દુનીયામાંહી. ૧ સંતોભાઇરે, આતમદરસી ને અખંડ આનંદી; ભાઇ અખંડ આનંદી તો, પોતાનું બોલ્યું પળે. આ દુનિયા-માંહી, ૨ સંતોભાઇરે, કામ ક્રોધ મોહ મમતાને મારે; ભાઇ મમતાને મારે તો ત્રિવિધ તાપ ટળે. આ દુનિયામાંહી. ૩ સંતોભાઇરે, સોહંગ સુરતા ને

સેજ સમાધી; ભાઇ સેજ સમાવી તો, ભાવથી હરીમાં ભળે. આ દુનિયામાંહી. ૪ સંતોભાઇરે ગણુપતને ગુરૂદેવે દયા કરી; દેવે દયા કરી તો, તનનાં તે દુઃખ ટળે. આ દુનિયામાંહી. ૫

## પદ ૪ થું.

કોઈ જન જોગ કરો, આ જુગમાં જનમી; કોઇ જન જોગ કરો હેજી. ટેક. સંતોભાઇરે, યમ નિયમ આસન પ્રાણાયામ; પ્રત્યાહાર ધારણા ધ્યાન ધરો, આ જુગમાં જનમી. ૧ સંતોભાઇરે, પ્રથમ કુંડળીને કરીને પાંશરી, ભાઈ કરીને પાંસરી ને, શુન્યની વાટે સરો. આ જુગમાં. ૨ સંતોભાઇરે, નેતી ધોતી ગજકરણીને નોળી; ગજકરણીને નોળી તો, રદયાનો મેલ હરો. આ જુગમાં. ૩ સંતોભાઇરે, દ્વાદશ મુદ્રાના દાખલા દેખો; ભાઈ દાખલા દેખો તો, પરહરો કાળ પરો. આ જુગમાં. ૪ સંતોભાઇરે, કહે ગણુપત કળા જોગની જાણો; ભાઇ જોગની જાણો છો, ઠેકાણે જઇને ઠરો. આ જુગમાં. ૫

( લાવણી–તેરી સ્થીર વરતી ના થાપી, પંડકું કયા રખડાવે પાપી. એ રાગ. )

## પદ ૧ લું.

આ જીવત જુઠું જાણી, પ્રેમે પ્રભુ ભજન કર પ્રાણી. ટેક. વૃષાકાળમાં વેગે આવે, પુર નદીએ પાણી; જોબન ધન એમ જાતું રહેશે, નથી ગયાની નિશાણી. પ્રેમે પ્રભુ. ૧ ઇંદ્રજાળ જેમ ઇશ્વર કેરી, શોભા દેઇ સમાણી; જનમારો એમ એળે જાશે; વેદ વદે છે વાણી. પ્રેમે પ્રભુ. ૨ મરણ બીક માથે છે મોટી, સુતો સોડને તાણી; કાળ અચાનક આવી પકડશે, ઉર ભક્તિ નવ આણી. પ્રેમે પ્રભુ. ૩ કાયા માયા નથી કોઇની, કોણ રાજા કોણ રાણી; જનમ ધરી જીવન નવ જાણ્યા, ભવની જાળ ભરાણી. પ્રેમે પ્રભુ. ૪ ગણપત કહે તમે ગોથાં ખાશો, ઘરધંધાની ઘાણી; વિચાર સરવે વહ્યા જાશે, દુશમન કાળ છે દાણી. પ્રેમે પ્રભુ. ૫

## પદ ૨ જું.

ગુરૂ વિના જ્ઞાન નહીં આવે, પ્રાણી પુરણ બ્રહ્મ નહીં પાવે. ટેક. ગુરૂગમ વિના જ્ઞાન કથે ને, ખડ કુત્તા જેમ ખાવે; વેદ ભણે પણ ભેદ ન જાણે, ગળા સવાદે ગાવે, પ્રાણી ગુરૂવિના. ૧ મન માયા ને આતમ કેરો, બોધ કોણ બતાવે; પરાભક્તિ પરમેશ્વર કેરી, ભ્રાંતિ ટળે તો ભાવે. પ્રાણી ગુરૂ વિના. ૨ કર્તા કેરૂં રૂપ છે કેવું, એ સતગુરૂ ઓળખાવે; ત્વંપદ તત્પદ ત્યાગ કરીને, લક્ષ અસીમા લાવે, પ્રાણી ગુરૂવિના. ૩ ગુણાતીત ગુણ બહાર રહ્યો ને, ગુણ વિષે કેમ ગાવે, વાંચ્યા માંહી વિશ્વંભર નાવે, અલખ કશે ઓળખાવે. પ્રાણી ગુરૂ. ૪ નિરાકાર નિરગુણ નિરંજન, જોતાં કોણ જણાવે; ગણપત કહે ગોવિંદનો મારગ, સતગુરૂ એ સમજાવે. પ્રાણી ગુરૂવિના. ૫

( ગરબી–નારાયણુ નામ લેને તું પ્રાણીરે. એ રાગ. )

## પદ ૧ લું.

આવો નરદેહ ફરી નહીં આવેરે, જુઠા જગમાં શું જનમ ગમાવે; આવો નર દેહ ફરી નહીં આવેરે. ટેક. માસ અષાડે ઘન ઘણો આવેરે, વાવણી તકે અન્ન ન વાવેરે; ખોઇ વેળા પછી શું ખાવે, આવો નરદેહ. ૧ શિશુપણુમાં ન વિદ્યા સાધીરે, વધી વૃદ્ધપણામાં વ્યાધીરે; અવિનાશી ન લીધા આરાધી, આવો નરદેહ. ૨ ભલુ કરને અરે શીદ ભુલેરે, ફરી અવળો શું ફોગટ ફુલેરે; ડાહ્યો થઇને આખર શું ડુલે, આવો નરદેહ. ૩ જેમ તંતુ સુતર કેરો તુટેરે, શઠ તારૂં શરીર એમ છુટેરે; ફુટ માટી ઘડો જેમ ફુટે, આવો નરદેહ. ૪ તન રેહેશે નહીં આ તારૂંરે, થશે એક દિવસ અંધારૂંરે; કહે ગણપત સમજે તો સારૂં, આવો નરદેહ. ૫

## પદ ૨ જું.

હરિ વિના બીજો નહીં હિતકારીરે, અલબેલો એ પર ઉપકારી. હરી વિના. ટેક. રામે ગરભમાં રક્ષા કીધીરે, દેવે દેહ મનુષ્યની દીધીરે; એના શરણમાં રિદ્ધીને સિદ્ધી, હરિવિના. ૧ બહુનામીએ તંત્ર બનાવ્યોરે, જડ દેહમાં જીવ ઠરાવ્યોરે; એમાં અંશ ચૈતનનો આવ્યો, હરિ વિના. ૨ અન્ન અવની વિષે ઉપજાવ્યાંરે, જળ પીવાને ગગને જમાવ્યાંરે; સહુ સૃષ્ટીમાં સુખ સોહાવ્યાં, હરિવિના. ૩ કર્યો અર્ક ઉદ્યોગ આદરવારે, આપી ઇંદ્રીયો ક્રિયાને કરવારે; તન આપ્યું તે ભવજળ તરવા. હરિવિના. ૪ કહી શીખ આ સમજુના કામરે, ભજો ભાવથી સુંદર શ્યામરે; ગુણુ ગાયા તે ગણુપતરામ, હરિવિના. ૫

## પદ ૩ જું.

સંસારનું સુખ માને કયમ સાચુંરે, આતો કાયા નગર છે કાચું; સંસારનું સુખ. ટેક. થીર નીર ખાડામાંહી થાશેરે, વાયુ તડકાનો જયારે વાશેરે; સાચું જોને તે જરૂર સુકાશે, સંસારનું સુખ. ૧ પડે પૃથ્વીમાં મેઘનું પાણીરે, ભલી નદીઓ છે સરવે ભરાણીરે; ઉનાળે નથી એની એંધાણી, સંસારનું સુખ. ૨ તુંતો વૈભવ માનેછે મારોરે, એનો રહેવા તણો છે ઉધારોરે; જેવો વિજળીનો ઝબકારો, સંસારનું સુખ. ૩ જોને ઘડીઘડી પળપળ જાશેરે, થયું પ્રાતઃ ને મધ્યાન થાશેરે; થયું વિત્યે રાત્ય ને વહાણું વાશે, સંસારનું. ૪ કહેને સુપનાનુ સુખ છે કેવુંરે, જોને ઝાંઝવાના નીર જેવુંરે; કહે ગણુપત અંતે છે એવું, સંસારનું સુખ. ૫

## પદ ૪ થું.

ગુરૂતણા જ્ઞાનથી ગમ પડશેરે, જીવ જાગે તો મારગ જડશે. ગુરૂતણા ટેક. રાખે ગુરૂગમ કેરી રીતિરે, પુર્ણાનંદ સાથે પ્રીતિરે; જાણી લ્યો તો જશો

જગ જીતિ, ગુરૂ તણા. ૧ પડી ગમ ગોપીચંદને ભારીરે, છોડી સોળસેં સુંદર નારીરે; જેના વૈરાગને જાઉં વારી, ગુરૂતણા. ૨ ભલી ભરથરીએ ઉર આણીરે, જેણે જુકિત ગુરૂની જાણીરે; મેલ્યું રાજને રોતી રાણી, ગુરૂતણા. ૩ મીરાંબાઈના મનમાં આવીરે, ભલી ભક્તિ પ્રભુની ભાવીરે; જેણે સુરતા હરિમાં સમાવી, ગુરૂતણા. ૪ ગમ જાણે તે ભવને ભવાનીરે, રૂષિ ધરમવાળા કોઇ ધ્યાનીરે, કહે ગણપત સમજી લ્યો જ્ઞાની, ગુરૂતણા. ૫

( રાગ કાફી—ધીરાના પદના )

## પદ ૧ લું.

સમજી લેજો શાણારે, શિખામણ એક કહું સારી; ખળ ઓળખ્યાનીરે, ખબર સુણો નરનારી. ટેક. મોઢે માનવને મીઠું બોલે, પેટમાં રાખે પાપ; સ્વારથ માટે સહુને સંહારે, ન ગણે ભાઇ કે બાપ; કપુત એને કહીએરે, દુનિયામાં એ દુઃખકારી. સમજી લેજો. ૧ કરેલો ગુણ કોઇનો નવ જાણે, એ કૃતઘ્ની કહેવાય; કરે હરિકીરતન કુડું રે ભાંખે, એ નક્કી નરકે જાય; અધરમી નહીં એથીરે, પરનિંદા જેને હોય પ્યારી. સમજી લેજો. ૨ સુત દારાની સેવા કરે ને, શરણું હરિનું સહાય; લોચામાં લબ્ધાઇ રહ્યો ને, ભવમાં ભગત કહેવાય; કરતાર તારી કરણીરે, અચંબો મને એ ભારી. સમજી લેજો. ૩ પ્રાણી તમે કરી પરિક્ષા, શાકુટનો તજો સંગ; ભરોંસેથી ભોળવાશોમાં ભોળા, ભકિતમાં પાડે ભંગ; ગણપત કહેછે જ્ઞાનીરે, વંઠયને મેલો વિસારી. સમજી. ૪

## પદ ૨ જું.

સંત કોઇ સાચારે, રીત જેની હોય રૂડી; વિમળ જેની વાણીરે, કરણી નહીં કોઇ કુડી. ટેક. શત્રુ મિત્રને સરખા જાણે, રાખ કુંદન એક રીત; પરનારીનો પરસ કરે નહિ, જગમાં તેની જીત; પરમપદ એ પામેરે, ભાવે નહીં વાત ભુંડી. કોઇ. ૧ વિવેક વૈરાગ્ય ખટ સંપત્તી, મુમુક્ષુના કહેવાય; ચાર સાધન જેના ચિત્તમાંરે ચોટે, એ ઘણા જ્ઞાની ગણાય; સદાનંદ શોભેરે, ગર્વ જેણે નાખ્યો ગુડી. સંત કોઇ. ૨ તન ને મનથી ત્યાગ રાખે, હરી મળ્યાનું હેત; આશા કોની ઉરમાં ન આણે, સુરતા કરી સંકેત; મુનિવર એ મોટારે, ઇચ્છા નહિ ઉર ઉંડી. સંત કોઈ. ૩ કનકકાન્તા સંપત્ત ન સેવે; દુનિયામાં એ દેવ; ગણપત કહે એને ગુરૂમાની, સજ્જન કરજો સેવ; તારણ તરણ તેવારે, એને સમજણ ઉંડી. ૪

## પદ ૩ જું.

ધ્યાન ધરો ધ્યાનીરે, જ્ઞાની કોઇ ગુણકારી; ભવદુઃખ ભારીરે, નારાયણ જપો નરનારી. ટેક. પાતાંજલીમાં કહ્યું પોકારી, અઢાર એમાં ઉપાય; સાધન કરતાં સીદ્ધિ પામે, જોગ જીવનનો થાય; દલમાંહી દેખેરે, સુંદરવર સુખ-

કારી. ધ્યાન. ૧ અંગુઠા ઉપર આંખ્ય ઠરાવી, જપે અજંપા જાપ; આસપાસ પ્રકાશને પેખે, મનવશ કરવાનું માપ; જોગી એને જાણોરે, ભક્તિ જેને હોય ભારી. ધ્યાન. ૨ પ્રાતઃસમે કે પાછલે પહોરે, સુર્ય સામું જોય; નેત્રવડે નિરખે નર નેમી, હરી હિરણ્યગર્ભ હોય; ભાળે દુઃખ ભાંગેરે, વિષયની વાત વિસારી. ધ્યાન. ૩ ચંદ્ર ડાબા ચક્ષુમાં દેખે, જમણે સુર જોવાય; ઉલટ સુલટ કરી સાધે સુસુમણા, દેવ વૈરાટ દેખાય; ગણુપત કહેછે જ્ઞાનીરે, ભેટે એમ ભયહારી. ધ્યાન. ૪

## પદ ૪ થું.

રાજ્ય યોગની રીતીરે, સંસારીને સુખદાઇ; સુણો સેજ સમાધીરે, લક્ષણુ તેનાં કહું લાઈ. ટેક. કામ ક્રોધ મોહ ને મમતા, તૃષ્ણા સ્વાદ ને માન; સાત વાનાં પેહેલેથી છોડે, તો ગૌણુભક્તિનું જ્ઞાન; મન જ્યારે મારેરે, ગોવિંદ કેરા ગુણુ ગાઇ. રાજ્ય યોગ. ૧ જ્ઞાન દ્રષ્ટિથી જુએ જ્યારે ઘટમાં, જગત જુઠું જણાય; એક ચિત્ત અવિનાશી ઉપર, સેહેજ સમાધી થાય; બ્રહ્મ એક ભાસેરે, અતિ જેની અધિકાઇ. રાજ્ય યોગ. ૨ વિષયી સુખની તૃષ્ણા વિરામે એકાંતિક જન એહ; ઇંદ્રીયોનું જ્યારે કરે આકર્ષણ, સર્વ ટળે સંદેહ, ભ્રમણા સહુ ભાગેરે, પરમ પલ્લે પાઇ. રાજ્ય યોગ. ૩ દીપક કરવા આચરે ઉધમ, ભાસે ઓચિંતો ભાણુ; એમ અચાનક ઇશ્વર ઉરમાં, જુવે ચતુર સુજાણુ; ગણુપત કહેછે જ્ઞાનીરે, બ્રહ્માનંદ સુખભાઇ, રાજ્ય યોગ. ૪

( રાગ કેહારો. )

## પદ ૧ લું.

પામર નર પરનિંદા કરે ને, જમને હાથે જાયરે; કર્યા ગુણને જે ન જાણે, એ કૃતઘ્ની કહેવાયરે. પામર. ટેક. કુટુંબ વિરોધીને ગુરૂનો દ્રોહી, ઝાઝો લોભ છે જેનેરે; ક્રોધ ઘણો ને વળી જુઠું બોલે, કપુત કહીએ તેનેરે. પામર. ૧ પેટને માટે પાખંડ કરીને, ધન હરવાને ધાયરે; પોતાનું બોલ્યું પોતે નહિ પાળે, કહો કલ્યાણુ કેમ કરી થાયરે. પામર. ૨ દોષ પોતાના દિલમાં ન દેખે, કુડાં કલંક ચઢાવેરે; જનમ્યો ત્યાંથી જુઠું બોલે, એ પરમ પદ કયમ પાવેરે. પામર. ૩ દુરિજનનો સ્વભાવ એ દેખો, વળી દુનિયામાં થાય ડાહ્યોરે; વિશ્વંભરથી વિનતા વહાલી, મોહ ઘણોને માયારે. પામર. ૪ અન્ન સરખું ઓષડ નહિ એવું, નિંદીક નરકનો ઠામરે; હરિ સમો નહિ બીજો હેતુ, ગાયે ગણુપતરામરે. પા૦ ૫

## પદ ૨ જું.

હરિ ભજતાં કો આવીને આડે, તેનો કરીયે ત્યાગરે; સારા માણુસને સમજી લેવું, દેહે ન લાગે ડાઘરે. હરિ ભજતાં. ટેક. પ્રલ્હાદે જુઓ પિતાને તજીયો, વિભિષણે તજ્યો ભાઇરે; ભક્ત ભરથજીએ તજી નિજ માતા, કંથ

તજ્યો મીરાંબાઇરે. હરિ. ૧ નાત તજી નરસિંહ મહેતાએ, ચિત્તથી હરિ નવ ચુકયારે; પાંડવ હરિજન પોતા માટે, મુરખ કૌરવ મુકયારે. હરિ ભજતાં. ૨ પતિ તજી રૂષિપત્નીઓ ચાલી, મોહન મળવા માટેરે; લોક લાજ તજી વ્રજ વિનતાઓ, ગઈ જુમનાને ઘાટેરે. હરિ. ૩ ભુપ ભીમકે પુત્ર પરહર્યો, જદુપતિ કરવા જમાઇરે; કૌડંડ રૂષિયે તજી કામની, અતિ જેની અવળાઈ. હરિ ભજતાં. ૪ વીઠ્ઠલ ભજતાં જે જન વારે, અળગા રહીએ એથીરે; કહે ગણુપત સમજુને કામે, જીવન રીઝે જેથીરે, હરિ ભજતાં. ૫

## પદ ૩ જું.

પ્રેમ પંથ પુરૂષોત્તમ કેરો, વિકટ છે તે ઘાંટી વસમીરે; પીએ તે પરમ પદ પામે, દેખો એ ભક્તિ દશમીરે. પ્રેમ પંથ. ટેક. એ કૃતિ જેના ઉરમાં આવે, અમરલોક લેઇ જાયરે; પ્રેમ સુધા પીએ કોઈ પુરા, જીવ મટી શિવ થાયરે. પ્રેમ. ૧ પહેલે જુગે પ્રલ્હાદે પીધાં, માર્યો પિતા તો ન મુઓરે; તેલ કઢામાં તર્યો સુધનવા, જીવતો રહ્યો એ જીવોરે. પ્રેમ. ૨ જનક વિદેહીએ રસ જાણ્યો, વ્રજ વિનતાને ઘણો વહાલોરે; રાય હરિશ્ચંદ્ર ને તારા રાણી, પીધો પ્રેમનો પ્યાલોરે. પ્રેમ. ૩ મીરાંબાઇએ મહારસ માણ્યો, સ્વદેહે હરિમાં સમાણીરે; પૂર્વ જનમના પુન્યે પ્રગટે, કે કરે સાચી કમાણીરે. પ્રેમ. ૪ કબીર કરમા સજનો ને શવરી, હરિ રસના અધિકારીરે; ગણપત કહે ગુણ ગોવિંદ કેરા, નીરખો નર ને નારીરે. ૫

## પદ ૪ થું.

ઓ અપરાધી પ્રાણી, આવડો શો અહંકારરે; કળજુગમાં હરિ કીરતન કરને, માથે જમનો મારરે. ઓ અપરાધી. ટેક. આયુષ્ય તારૂં થાય છે ઓછું, મન જાણે હું મોટોરે; કાળ અચાનક આવી પડશે, ખેલ થશે સહુ ખોટોરે. ઓ અપરાધી. ૧ કાયા માયા ધન સુત ને કામની, તેમાં નથી કોઇ તારૂંરે; આગ્ય ચોદેશેથી લાગી ઉઠી, કર બળતામાંથી બારૂંરે. ઓ અપરાધી. ૨ અંતે સરવે રહેશે અળગો, પોતાનો પરીવારરે; છ મહીને નહિ કોઇ સંભારે, વારૂ કરને વીચારરે. ઓ અપરાધી. ૩ કામ ક્રોધ મદ લોભ કરીને, કર્મ અઘટતું કીધુંરે; ઘરડો થયો પણ જ્ઞાન ન આવ્યું, નહિ નામ હરિનું લીધુંરે. ઓ અપરાધી. ૪ મનમાં સમજીને કરને મુરખ, ઠરવા કેરો ઠામરે; સાચો સગો એક શામળીઓ છે, ગુણ ગાયે ગણપતરામરે. ઓ અપરાધી. ૫

## પદ ૧ લું.

( કળિયુગ વિષે—રાગ કેદારો. )

કહું ભવિષ્ય કળિયુગનું કારણ, નીરખી લ્યો નરનારીરે; દાખવ્યું છે એ તુલસીદાસે, ઉત્તરકાંડે ઉચ્ચારીરે. કહું. ટેક. ઇશે કહી ઉમીયાના આગળ, કળિયુગ કરી કરણીરે; કાગભુસંડીએ કહ્યું ગરૂડને, વિવિધ રીતે વરણીરે.

કહું. દાંભિક લોક કળિમાં દેખો, કપટે પંથ બહુ કરશેરે; વરણાશ્રમના ધર્મ વીસારી; અવળી રીતે આચરશેરે. કહું. ૨ ચાર વરણ સત્ય મુકીને ચાલે, નીગમ વીરોધી નરનારી; રાજા રૈયતનું રક્ષણ છોડી, કરશે એકાકારીરે. કહું ભવિષ્ય. ૩ જે જેને મન ભાવે જેવો, એવો ધર્મ આચરશેરે; પાખંડી પંડીત બનીને, કર્મ કથાઓ કરશેરે. કહું ભવિષ્ય. ૪ કરે દંભ તે સંત કહેવાશે, દ્રવ્ય હરે તે ડાહ્યારે; વેદ વચન આચાર ન વરતે, જ્ઞાની એહ ગવાયારે. કહું ભવિષ્ય. ૫ નિર્મળ ધર્મ નીરંતર નીંદે, એ મોટો આચારીરે; ગુણહીણ સાકુટ એ ગુણવાળો, એ જગમાં ઉદાસીરે. કહું. ૬ જટા મોટી મોટા નખ જેને, તે તપસ્વી ત્યાગીરે; ભુંડો વેષ અભક્ષણ ભક્ષે, એ સિદ્ધ નર સુહાગીરે. કહું. ૭ શાસ્ત્ર ગાય બ્રાહ્મણને સાધુ, નિત્ય એને જે નીંદેરે; કહેવાશે તે મહા શુભ કરમી, વિશ્વ તેને સહુ વંદેરે. કહું. ૮ મરકટ જેમ નચાવે મદારી, એમ નરને નચાવે નારીરે; કળિનાં લક્ષણ ગણપત કહે છે, આગળ વાત ઉચ્ચારીરે. કહું. ૯

## પદ ૨ જું.

કારણ એવું છે કળિયુગનું, સાચી વાત ન સુજેરે; મુરતીને માનવ નહિ માને, પ્રભુને કોઇ નવ પુજેરે. કારણ. ટેક. બોધ શુદ્ર કરશે બ્રાહ્મણને, ઉપવીત ધરશે અંગેરે; શુદ્ર દાન સરવેનાં લેશે, પાપી કળિને પ્રસંગેરે. કારણ. ૧ કામ લોભ ને ક્રોધ કરનારા, થાશે ઠામો ઠામરે; વેદ દેવ દ્વીજ કેરા વીરોધી, ઘણા ગામો ગામરે. કારણ. ૨ ભામની પરપુરૂષને ભજશે, સધવા હીણ શણગારરે; સુંદર વીધવા શરીર સુધારી, ચહાશે અતી વ્યભીચારરે. કારણ. ૩ બોધક અંધ અને શીષ્ય બહેરો, જેને જમનો મારગ જડશેરે; ધન હરી ગુરૂ ધોખો નહી ધારે, એ કુંભીપાકમાં પડશેરે. કારણ. ૪ પીતા પુત્રને પેટ ભર્યાનો, ધર્મ શીખવશે ધારીરે; નર એવા લેવા નીપજશે, પરધન ને પરનારીરે. કારણ. ૫ વેદાંત વાંચી વાતો કરશે, બ્રહ્મજ્ઞાની થઇ ભારે; કોડી માટે ઘાત ગુરૂની, વીપ્રને દેશે વીડારીરે. કારણ. ૬ શુદ્રની કથા સૌ સાંભળશે, વેદની વાત વીસારીરે; બ્રહ્મ ચીને તે બ્રાહ્મણ કહીએ, બોલ્યાની કાઢશે બારીરે. કારણ. ૭ લંપટ કપટ દ્રવ્યના લોભી, જીવ બ્રહ્મ એમ જાણેરે; પોતે ચાલે તે પંથે ચલાવે, તેવા મત સૌ તાણેરે. કારણ. ૮ એક કલ્પ સુધી નર એવા, ઠરશે નરકને ઠામેરે; વેદ માર્ગથી અવળા વર્તે, ગાયું ગણપતરામેરે. કારણ એવું છે કળીજુગનું. ૯

## પદ ૩ જું.

કાગભુસંડીએ કથા કહી છે, અગમ વાત ઉચ્ચારીરે; તે કથા સંભળાવું તમને, વિવેકી લેજો વીચારીરે, કાગભુસંડી. ટેક. નીચ લોકની નારી મરે કે, ઘર સંપત ગઇ નાશીરે; મુંડ મુડાવી માનત બનશે, શુદ્ર થશે સન્યાશીરે. કાગ. ૧ કાશીમાં જઇને તે કરશે, વીપ્ર સાથે વીવાદરે; ઉલટો તે ઉપદેશ આપશે, મુકી લાજ મરજાદરે. કાગ ભુસંડી. ૨ અભણ બ્રાહ્મણ થાશે એવા,

કપટી લોભી કામીરે; નીરાચારી કૃત કરશે નીચાં, ગુણકા કેરા ગામીરે. કાગ ભુસંડી. ૩ જપ તપ વૃત વિધવિધ શુદ્રજન, કપટ કરીને કરશેરે; શુદ્ર મોટે સિંહાસન બેશી, એ જે પુરાણુ ઉચરશેરે. કાગભુસંડી. ૪ કલ્પીત જ્ઞાન સઉ જનને કથશે, કહેવાય નહિ એમ કરશેરે; મત પાખંડી કરશે સુમત, તેમાં કોઇ નવ તરશેરે. કાગભુસંડી. ૫ પ્રજા વર્ણશંકર સૌ પાકે, જાય શોક રોગ વીયોગીરે; વીષય મોહને વશ કરીને, ભક્તિના નહિ ભોગીરે. કાગ. ૬ વેદ મારગ વીવેકને મુકી, જુઠા પંથમાં જાશેરે; ધન ભેગું કરી ધામ બંધાવે, ત્યાગી એવા થાશેરે. કાગ. ૭ તપસ્વી પૈસાવાળા તેવા, બહુ નીરધન ઘરબારીરે; વીષયે જેની વૃત્તિ હરેલી, કોણ નરને કોણુ નારીરે. કાગ. ૮ કંથ સતીને કાઢી મુકે, પેટ ભરે પર ધામેરે; માતાપીતાને અણુપરણ્યાં માને, ગાયું ગણુપતરામેરે. કાગ. ૯

## પદ ૪ થું.

કળીમાં એવું કૌતક થાશે, ભવ કહે સુણો ભવાનીરે; કાગભુસંડીએ કહ્યું ગરૂડને, સુણજો ગુણીયલ જ્ઞાનીરે. કળિમાં. ટેક. પાપ પરાયણ ભુપતી ભાખે, ધર્મ રૂદે નહીં ધારેરે; જનોઇથી બ્રાહ્મણુ જણાશે, વેદ હીન એ વારેરે. કળીમાં. ૧ વારે વારે દુકાળ દેશમાં, અન્ન વીના અકળાશેરે; કામ ક્રોધ મદ લોભ ને દ્રૈષી, બ્રહ્માંડ સઘળે ભાસેરે. કળીમાં. ૨ તામસ ધર્મ જપતપ આચરશે, જુઓ એના જુગેરે; વૃત દાને વરસાદ ન વરસે, અન્ન વાવ્યું નહીં ઉગેરે. કળીમાં. ૩ દુઃખી ધન વીનાની દુનીયાં; પણ સુમત નહી સુકેરે; પૈસો ચાહે ને ધર્મ ન પાળે, ચીત્તમાં લોભ ન ચુકેરે. કળીમાં. ૪ અકારણ વહાલાના વીરોધી, વીશ્વ સૌમાં વાસેરે; પંદર વરસ પુરૂષનો આયુષ્ય, પણ કલપે ગુમાન ન નાસેરે; કળીમાં. ૫ સર્વે આ માની લેજો સાચું, નથી જુઠું લગારરે; ધર્મ નહીં રહે ધરણી ઉપર, પાપ તણો નહીં પારરે. કળીમાં. ૬ આ યુગમાં ગુણ એક છે એવો, રૂદીએ રામને રાખેરે; કળૌ કેશવ કીર્તનાત, એમ ભાગવતમાં ભાખેરે. કળીમાં. ૭ દાનમાં અન્નનું દાન ઉત્તમ, નામમાં રામનું નામરે; દેહીમાં આ દેહ મનુષ્યનો, ધામમાં અક્ષરધામરે. કળીમાં. ૮ કળીજુગ જેવો અન્ય નહી જુગ, વર્તે જો વીશ્વાસેરે; ગાઇ રામગુણ ગણપત કહે છે, ભવતરે વીના પ્રયાસેરે, કળીમાં. ૯

( રાગ ગરબી. )

## પદ ૧ લું.

જોને અવસર આવો જાયરે, જીવડા જો જાગી; ખોટા ખેલમાં શું ગોથાં ખાયરે, જીવડા જો જાગી; ટેક. હીરો આવ્યોછે તારે હાથરે. જીવડા૦ હવે નક્કી ભજીલે નાથરે, જીવડા૦ ૧ દેવે દીધો મનુષ્યનો દેહરે, જીવડા૦ તક પ્રભુ ભજ્યાની તેહરે, જીવડા૦ ૨ ચેત ચેતાવું તુજને અચેતરે, જીવડા૦ કર વૈકુંઠ

જવાનો વેતરે, જીવડા૦ ૩ ધન દારા અને સુત ધામરે, જીવડા૦ કોઇ આવે ન તારે કામરે, જીવડા૦ ૪ જપ્ય રામને આઠે જામરે, જીવડા૦ ગુણુ ગાયછે ગણુપતરામરે. જીવડા૦ ૫

## પદ ૨ જું.

કાળ આગળ ન ઉગરે કોઇરે, મનડા લે માની; મુંઢ રહ્યો માયામાં મોહીરે, મનડા લે માની. ટેક. અર્ક ઉગે ને આથમી જાયરે, મનડા૦; જેમ સાપ ઉંદરને સ્હાયરે, મનડા. ૧ જેવો વીજળીનો ઝબકારે, મનડા૦; એવો અલ્પ જીવત અવતારરે મનડા૦ જોને વાદળ આવેને જાયરે, મનડા૦; એમ આયુષ ઓછું થાયરે, મનડા૦ ૩ જેવું ઝાંઝવાનું નીર જણાયરે, મનડા૦ એમ ઉપજે ને અલ-પાયરે, મનડા૦ ૪ હરિ ભજ્યામાં રાખે હામરે, મનડા૦; ગુણ ગાયછે ગણ-પતરામરે. મનડા લે માની. ૫

## પદ ૩ જું.

હરિ સાથે ન કીધું હેતરે. પ્રાણીયા તેં પાપી; ફંદ કરીને થાય ફજેતરે, પ્રાણીયા તેં પાપી. ટેક. વળી સાચી વહાલી નહિ વાતરે, પ્રાણિયા તેં પાપી; ઘણી કરે લોકોની ઘાતરે, પ્રાણીયા તેં પાપી. ૧ પરનારી સંગાથે પ્રીતરે, પ્રાણીયા તેં પાપી; રામ ભજવાની રાખી ન રીતરે, પ્રાણીયા તેં પાપી. ૨ ભજન ભક્તિ ઉપર નહિ ભાવરે, પ્રાણીયા તેં પાપી; જેના દિલમાં છે જુઠો દાવરે, પ્રાણીયા તેં પાપી. ૩ ગમે નહીં ગુરૂનું જ્ઞાનરે, પ્રાણીયા તેં પાપી; આડો અંતરનો અભિમાનરે, પ્રાણીયા તેં પાપી. ૪ નવ ભજ્યો પ્રભુનું નામરે, પ્રાણીયા તેં પાપી; ગુણ ગાય છે ગણુપતરામરે, પ્રાણીયા તેં પાપી. ૫

## પદ ૪ થું.

ઉરમાં અખંડ આનંદરે, સાચા એ સાધુ; ફરે નહિ કદી ભવ ફંદરે, સાચા એ સાધુ. ટેક. નહિ નિંદાનું જાણે નામરે, સાચા એ સાધુ; તજે તન-માંથી દારા ને દામરે, સાચા એ સાધુ. ૧ પર ઉપકારી પરમ દયાળરે, સાચા એ સાધુ: ભેખ બ્રાહ્મણના પ્રતિપાળરે, સાચા એ સાધુ. ૨ જેને હીણી તે વાત હરામરે, સાચા એ સાધુ; રટે રૂદીયામાં રૂડા રામરે, સાચા એ સાધુ. ૩ બહુ નામીનો આપે બોધરે, સાચા એ સાધુ: કોઇ દહાડો કરે નહી ક્રોધરે, સાચા એ સાધુ. ૪ જેને હરી ભજ્યાની હામરે, સાચા એ સાધુ; ગુણ ગાયછે ગણુપતરામરે, સાચા એ સાધુ. ૫

ગરબી.

## પદ ૧ લું.

જનમ પામી જીવન નવ જાણ્યારે, મુરખા મોટારે; મુઢ માયાના રસ તેં માણ્યારે, મુરખા મોટારે. ટેક. ભાંડ ભવાઈ જુએ છે ભાવેરે, મુરખા મોટારે;

હરિ ભક્તિમાં આથી નવ આવેરે. મુરખા. ૧ વાગે ડાકલું તો દેખવાને દોડેરે, મુરખા. કૃષ્ણ કથા ન સાંભળી કોડેરે, મુરખા. ૨ રોજ રાવણે રખડવાને રાજીરે, મુરખા. પરનિંદા પ્યારી તુને પાજીરે, મુરખા. ૩ જમરાજાનું જોર ન જાણેરે, મુરખા. તારા તનમાં પેશીને પ્રાણ તાણેરે. મુરખા. ૪ હેત રાખી હરિ ભજ હામેરે, મુરખા. ગુણ ગાયા છે ગણપતરામેરે. મુરખા. ૫

## પદ ૨ જું.

કૃષ્ણ સાથે તેં પ્રીત નવ કીધીરે, પાપીયા પુરારે; સારા સંતોની શીખ નવ લીધીરે, પાપીયા પુરારે. ટેક. જુઠી બાજી સંસારની જોઇરે, પાપીયા પુરારે; મોહ માયામાં મુઢ રહ્યો મોહીરે. પાપીયા. ૧ દામ દારાનાં કામ કરે કેવાંરે, પાપીયા. લોક પાસેથી લુંટી લેવાંરે. પાપીયા. ૨ માથે મરવાની બીક નવ માનીરે, પાપીયા. છળ રાખીને ઘાત કરે છાનીરે. પાપીયા. ૩ ભોળા માનવીને ભાળી ભમાવેરે, પાપીયા. આવો અવતાર ફેર નહિ આવેરે. પાપીયા. ૪ ભલુ ભાવે તો ઠરે શુભ ઠામેરે, પાપીયા. ગુણ ગાયા છે ગણપતરામેરે. પા૦ ૫

## પદ ૩ જું.

કરી ભક્તિ ને ભ્રાંત નાંખ ભાગીરે, ભાવના ભોગીરે; જોત્ય રૂદીઆમાં જીવની જાગીરે, ભાવના ભોગીરે. ટેક. હું ને મારૂં બે મુકી દેનેરે, ભાવના. લ્હાવો જીવન મુક્તિનો લેનેરે. ભાવના. ૧ દયા લાવીને શુભ દાન દેનેરે, ભાવના. કોડે કોડેથી રામ નામ કહેનેરે. ભાવના. ૨ કરે હાથે તે આવશે સાથેરે, ભાવના. માન કહ્યું દુઃખ નહિ રહે માથેરે. ભાવના. ૩ સંત સેવાનું સુખ ઘણું સારૂંરે, ભાવના. તેથી થાશે તે કારજ તારૂંરે. ભાવના. ૪ કર મહેનત કીરતારને કામેરે, ભાવના. ગુણ ગાય છે ગણપતરામરે. ભાવના ભોગીરે. ૫

## પદ ૪ થું.

ભાવ રાખે તું રામજી ભજ્યામાંરે, સજ્જન શાણારે; તાન રાખે તું ક્રોધ તજ્યામાંરે, સજ્જન શાણારે. ટેક. મન માને તેનાથી મળીએરે, સજ્જન; વંઠ લોકોની વાટે ન વળીએરે, સજ્જન. ૧ ચીતડામાં હરીરસ ચાખેરે, સજ્જન; ટેવ નબળી તું ટાળી નાંખેરે, સજ્જન. ૨ મોહ કાઢે તો મુક્તિ મળશેરે, સજ્જન; બોધ સુણે તો કર્મ બધાં બળશેરે, સજ્જન. ૩ રાખે શ્રદ્ધા તો જ્ઞાન થાય સારૂંરે, સજ્જન; બુડવાનું મટી જાય બારૂંરે. સજ્જન. ૪ જપ્ય જીવનને આઠે જામરે, સજ્જન; ગુણ ગાયા છે ગણપતરામેરે, સજ્જન શાણારે. ૫

( રાગ લાવણી. )

## પદ ૧ લું.

કળીમાં કાળ કોપથીરે, કાંઇ નહી ઉગર્યાની આશા. કળીમાં કાળ કોપ-થીરે. ટેક. ગળફા ગળિયું શુળ પાંસળીયું, કે કોગળીયું કહાવે; મોત મરદને

કદી ન મુકે, ઓચિંતાનું આવે. કળિમાં કાળ કોપથીરે. ૧ વંઠલ વાડો આવે આડો, દુઃખનો દહાડો દેખે; ગોથાં ખાતા ઘણા ગયા નર, લાલી તારે લેખે. કળિમાં કાળ. ૨ તાવજ તરીયો ભરપુર ભરીયો, દુઃખનો દરીયો દાખે; આણું આવે નાણું આપે, રાય રંક નહી રાખે. કળિમાં. ૩ વાણે વળીયો મહા દુઃખ મળિયો, બાપો નિકળ્યા બળિયો; તનડું ત્યાગ્યું પાણી લાગ્યું, કશો રોગ નવ કળિયો. કળિમાં. ૪ રોગ રગતીયો પુરણ પતીયો, થયો અવગતિઓ ઠામે; જમને હાથે જરૂર જાશે, ગાયું ગણપતરામે. કળિમાં. ૫

## પદ ૨ જું.

કોઇને કાળ ન મુકેરે, કાંઇ સમજી લ્યો તો સારૂં. કોઇને. ટેક. જમની જુકિત કોઇ નવ જાણે, રોગ થઈ રંજાડે; પ્રાણી માત્ર જે પૃથ્વીના, પલક એકમાં પાડે. કોઇને. ૧ મુઠ મુઝેરો ઝાડા ફેરો, વંતર આવી વાગે; ડાકેણુ શાકેણુ ભુત ને ભૈરવ, ઝાંપડી આવી જાગે. કોઇને. ૨ કર્મ કઠોદર જુઓ જળોદર, ઉદર આફરો આવે; તાણ અને રાંઝણ અમુજણ મહા દુઃખ કોણ મિટાવે. કોઇને. ૩ જારણ મારણ ને ઉચ્ચાટણ, મોહની મંતર મારે; અંતકાળની ઘાંટી અઘરી, આવી કોણ ઉચારે. કોઇને. ૪ સૌથી શુરા બળમાં પુરા, નેકદાર જે નામે; જરૂર એ ઓચિંતા જાશે, ગાયું ગણપતરામે. કોઇને કાળ ન મુકેરે. ૫

## પદ ૩ જું.

મન તું મોહ ન મુકેરે, કાંઇ મરણ ભમેછે માંથે. મન તું મોહ. ટેક. નીરમળ નારી શોભા સારી, રોતી મેલી રાને; અણબોલે જાશો એકલડા, કહો ભળાવી કોને. મન તું. ૧ તન જે તારો પુરણ પ્યારો, કષ્ટ વિસારો કરશે; મારો જાણેછે તે મિથ્યા, મુરખ એતો મરશે. મન તું. ૨ રાજ રૂપાળું વૈભવ વાળું, સુખ માનેછે સારૂં; એક દિવસ અંધારૂં થાશે, તેમાં કાંઇ નથી તારૂં. મન તું. ૩ જુઠી બાજી જોઇને, માયાનું સુખ માણે; જમડા આવી જ્યારે ઝડપશે, ત્રાસ થશે તે ટાણે. મન તું. ૪ બેસી કરને બહુ નામીને, ઠરવા રૂડે ઠામે; રાધાવરનો રાખ્ય ભરોંસો, ગાયું ગણપતરામે. મન તું. ૫

## પદ ૪ થું.

તન તો રંગ પતંગીરે, જોતાં જરૂર ઉડી જાશે; તનતો રંગ પતંગીરે. ટેક. આક તણાં ઉગ્યાં આકુલાં, ઉડી જાશે એનો; કાળ જાળમાં સૌ પકડાશે, ચેતનહારા ચેતો. તન તો. ૧ વીજળીવાળું જે અજવાળું, જોતાં ઝાંખું થાશે; પાણીનો ફુટે પરપોટો, વાયુ જયારે વાશે. તન તો. ૨ જામેલું જળ ઝાકળ કેરૂં, અર્ક ઉગે અલપાશે; મ્રગજળ જોયું મનડું મોહ્યું, નક્કી એનો નાશે. તનતો. ૩ વાદળ છાયા કોમળ કાયા, મનની માયા મોટી; સ્વપ્નાની સંપત નહીં સાચી, ખલક વસ્તુ છે ખોટી. તન તો. ૪ જુઠી બાજી જાણી લેજો, કોઇ ન આવે કામે; રામ રટણ રૂદીઆમાં રાખો, ગાયું ગણપતરામે. તનતો. ૫

## પદ ૫ મું.

પામર જીવડા પંખીરે, માંથે મોત બાજછે મોટો; પામર જીવડા. ટેક. બેસે મચ્છ પકડવા બગલો, ચાંચ કદી નવ ચુકે; પેસે લોહતણી પેટીમાં, મોત એમ નવ મુકે. પામર. ૧ કાળ વ્યાળની ફાળ કઠિણ છે, ભણ્યા ગણ્યા જ્યાં ભુલે; પંચાતો સૌ પડી રહેને, ડાહપણવાળા ડુલે. પામર. ૨ હરણી જેમ સિંહણની આગળ, ઇચ્છે મન ઉગરવું; જબરોછે એમ કાળ ઝપાટો, માન્ય જરૂર છે મરવું. પામર. ૩ આવે મુખ ડશીયલને ઉંદર, જીવ્યાતણું જેમ જાણે; એવું છે તારા શીર ઉપર, અભિમાન શું આણે. પામર. ૪ જોને સૌ મુકીને જાવું, ધન દોલત ને ધામે; રાખ ભરૂંસો રાધાવરનો, ગાયું ગણપતરામે. ૫

## પદ ૬ ઠું.

હેતે ભજો હરીનેરે, જેથી જન્મ મરણ દુઃખ જાશે, હેતે ભજો. ટેક. એ ત્રિભોવન તારણ અધમ ઉધારણ, કષ્ટ નિવારણ કહાવે; જન પ્રતિપાળા દીનદયાળા, ભુદર મનમાં ભાવે. હેતે. ૧ ભવ ભયભંજન નામ નિરંજન, દુરમતિ ગંજન દેવા; એ પિતુ માતા વિશ્વ વિધાતા, સદા કરી લ્યો સેવા. હેતે. ૨ નિર્મળ નામી સૌનો સ્વામી, પાર શકે કોણ પામી; ધિંગો ધામી અંતરજામી, નિગમ કહે નમામી. હેતે. ૩ વિશ્વ વિલાસી નહીં ઉદાસી, પુરણ પ્રકાશી પોતે; ઘટઘટ વાશી છે અવિનાશી, જકત ઉજાશી જોતે. હેતે. ૪ ભવમાં ભરિયો ડહાપણ દરીયો, ઠરીયો સઘળે ઠામે; જો અનુસરશો તો ભવ તરશો, ગાયું ગણપતરામે. હેતે. ૫

## પદ ૭ મું.

ભુલ્યો શીદ ભમેછેરે, આતો આવ્યું ઉત્તમ ટાણું. ભુલ્યો. ટેક. લખ ચોરાશી વળી ગર્ભવાશી, નર્ક નીવાશી થઇને; અતી ઉદાશી કાળની ફાંસી, જમને હાથે જઇને. ભુલ્યો. ૧ હરતાં ફરતાં ભગવત ભજતાં, નર નહીં બેસે નાણું; પરવાર્યામાં આવી પહોંચશે, ઓચિતાનું આણું. ભુલ્યો. ૨ બાગ બનાયા સુંદર છાયા, માયા લાગી મનમાં; ગાતર ગળીયાં પહોંચ્યાં પળિયાં, તો નવ સમજ્યો તનમાં. ભુલ્યો. ૩ ઘોડા ગાડી દોડે દહાડી, ફુલવાડીમાં ફાવે; મરવું માથે જનમ્યું સાથે, ઉરમાં એ નવ આવે. ભુલ્યો ૪ તનને ત્યાગી જઇશ અભાગી, જોને જાગી આમે, રાખ ભરૂંસો રાધાવરનો, ગાયું ગણપતરામે. ભુલ્યો. ૫

## પદ ૮ મું.

ફુલ્યો શું ફરેછે રે, જોને જરૂર અંતે જાવું. ફુલ્યો શું ફરેછેરે. ટેક. સુત જે સારા તારી દારા, કારાપારા કેહેશે; ઠગશે ઠાલાં વળી જે વહાલાં, રોઇને અળગાં રહેશે. ફુલ્યો. ૧ ઉંચી હવેલી મીલકત મેલી, બંધવ બેલી છોડી; ચીત લલચાવે જોતાં જાવે, કામ ન આવે કોડી. ફુલ્યો. ૨ છે તું શાણો પણ

છુ પાણો, ભરમાણો શું ભાળી; જીંદગી જુઠી જઇશ ઉઠી, ઠાલી મુઠી વાળી. ફુલ્યો. ૩ જ્યાં સુખ ઝાઝાં તે નવ છાજ્યાં, વાજાં ઉંધાં વળશે; તન આ તારૂં છે જે સારૂં, ધરણી ઉપર ઢળશે. ફુલ્યો. ૪ નીરમળ નામે ઠરને ઠામે, પાર મરણુનો પામે; રાખ ભરૂંસો રાધાવરનો, ગાયું ગણુપતરામે. ફુલ્યો. ૫

( રાગ લાવણી–મન તું શીદ સોચના ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે–એ રાગ. )

## પદ ૧ લું.

સુરખ તને જન્મ મનુષ્યનો મળ્યો, ભાગ્યહિણુ ભક્તિમાં નવ ભળ્યો. ટેક. બાળાપણુમાં બુદ્ધિ વિનાનો, મન ખેલ્યામાં મળ્યો; તરૂણુપણામાં તરૂણીએ તુને, શબ્દ બોલીને છળ્યો. ભાગ્ય. ૧ વૃદ્ધપણામાં વ્યાધી વળગી, ગાતર તારો ગળ્યો; દારા સુત દુઃખ દેવા લાગ્યાં, બોલ સાંભળી બળ્યો. ભાગ્ય. ૨ જન શમશાને જતા જોઇને, ગર્વ કાંઇ નવ ગળ્યો; કરી કર્મ સુખ કશુ ન પામ્યો, ભુત પ્રેતમાં ભળ્યો. ભાગ્ય. ૩ ગર્ભ તણા દુઃખમાં ઘેરાણો, તૃષ્ણાથી નવ ટળ્યો; સંત તણી સુણી નહીં શિખામણ, વળ્યો તું તવ વળ્યો. ભાગ્ય. ૪ ચાર ખાણુ લખ ચોરાશીમાં, ખબર વિનાનો ખળ્યો; કહે ગણુપત સમજ્યો નહી કેમ તું, હરી સાથે નવ હળ્યો. ભાગ્ય. ૫

## પદ ૨ જું.

જીવને જીવન તે કેમ જડે, પુર્વનાં પાપજ આડાં પડે. ટેક. અમ્રત પીવા અસુર આવ્યો, કરી કપટ કે વડે; સુરપતીએ શીર છેદી નાખ્યું, રણુમાં તે રડવડે. પુર્વનાં. ૧ સુરપંખા સ્વામી કરવાને, થોભી લક્ષ્મણ થડે; નાક કાન બે કાપી નાંખ્યાં, વનમાં આયુદ્ધ વડે. પુર્વનાં. ૨ ચોદ રત્ન લેવા સિંધુસુત, વાસવ સાથે વઢે; શિવજીએ રણુમાં સંહાર્યો, જગમાં તે નવ જડે. પુર્વનાં. ૩ કુંભકરણુ ઇંદ્રાસન કાજે, બ્રહ્મા સાથે ભડે; માગતાં નિંદ્રાસન મળિયું, પાપી પાછો પડે. પુર્વનાં. ૪ નર મન હુંશે નારીને માટે, નિત્ય ઉઠીને નડે; ગણુપત કહે એ ગુણુ વિચારો, અહીંથી અહીં આથડે. પુ૦ ૫

## પદ ૩ જું.

અરે મન તું ભવસાગર તરે, ભજન કિરતાર તણું જો કરે. ટેક. વિષય વાસનામાં રહ્યો વળગી, ફોગટ જ્યાં ત્યાં ફરે; સુક મમત મનસાંથી સુરખ, વિઠ્ઠલ વરને વરે. અરે. ૧ ચોરી નીંદા ચાડી ચુગલી, દોષ થકી જો ડરે; અંતરમાં ઓળવ અવિનાશી, ધ્યાન હરીનું ધરો. અરે. ૨ સ્મરણુ સાધન સારૂં સમજે, હરામી દાનત હરે; પરમારથમાં પ્રીત કરીજે, પરનારી પરહરે. અરે. ૩ નીગમ જ્ઞાનની ગમ નહીં તુજને, મત તાણી શીદ મરે; ગુરૂ સેવા ગીત ગોવિંદ કેરાં, અંતરમાં આદરે. ૪ દુઃખ દુનીયાના દીલમાં દેખી, ભક્તિ ઘટમાં ભરે; ગણુપત કહે એવી ગમ પડે તો, સર્વ કારજ સરે. અરે.

## પદ ૪ થું.

અરે મન નિગમ પંથ નિરધાર, પરખી લે પામે ભવપાર. ટેક. પ્રથમ જ્ઞાન ગુરૂથી પામી, કરો વિવેક વિચાર; બોલ કદી મુખ બહાર ન કાઢે, એ ભક્તિ અધિકાર. અરે મન. ૧ નટ જેમ પટને પાછળ રહીને, સુતર ઝાલે સાર; કરે ખેલ પણ કોઇ નવ વરતે, શું જાણે સંસાર, અરે મન. ૨ નીર નદીનામાં કરે નિંદ્રા, ઉંઘે મીન અપાર; જુઓ એની ગત કોઇ નવ જાણે, ત્યમ મેળવ એક તાર. અરે મન. ૩ જળકુકડી જળના જીવ સાથે, આદરવાને અહાર; બુડીને જેમ બહાર નિકળે વિમળો એમ વિચાર. અરે મન. ૪ જ્ઞાનીની ગત જ્ઞાની જાણે, સમજણ કેરો સાર; ગણપત ગુરૂ ગમ પુરા પામે, કોણ નર ને કોણ નાર. અરે મન. ૫

( રાગ કાફી—ત્રઠ જમુનાંજીકો તીર, બંસી ધુન બાજ રહીહે; ત્રઠ જમુનાજીકો તીર—એ રાગ. )

## પદ ૧ લું.

સેજે તરે સંસારરે, રાખે રીત રામ ભજ્યાની; સેજે તરે. ટેક. તન મન ધનની આશા ત્યાગી, રોમે રોમ રણુંકારરે. રાખે રીત. ૧ વણદામે વિશ્વંભર પામે, મટે મરણનો મારરે. રાખે રીત. ૨ વેદનો ભેદ ને નવધા ભક્તિ, તે શું મળે એક તારરે. રાખે રીત. ૩ વિવેક વૈરાગ્ય સંપત્તિ મુમુક્ષતા, ચહાવાં એ સાધન ચારરે. રાખે. ૪ ગણપત જ્ઞાન ગુરૂનું વિચારી, દીલમાં દેખે દેદારરે. રાખે. ૫

## પદ ૨ જું.

સંત સમાગમ સારરે, કરે કોઇ હેતે હરીજન; સંત સમાગમ સાર. ટેક. શુળી ઉપર શયન કરાવે, લગની ન છોડે લગારરે. કરે. ૧ વાણી પાર વસ્તુને વિચારે, બાવનથી જે બહારરે. કરે કોઇ. ૨ સેવા સ્મરણ સાધન સાધે, ઉરમાં ન આણે અહંકારરે, કરે કોઈ. ૪ મન મત કામ લોભને મારી, ચહાય પદારથ ચારરે. કરે કોઈ. ૪ જ્ઞાની એવા દયાળને ગણપત, વંદે વારંવારરે. કરે કોઈ.

## પદ ૩ જું.

ભક્તિ વિના નર ભુતરે, ભવમાં ચાલે ભટકતા; ભક્તિ વિના. ટેક. વિષય સુખમાં રહ્યા વીંટાઇ, ધન હરવાના ધુતરે. ભવમાં ચાલે. ૧ પર જીવને કરે પુરણું પીડા, મોહ ભર્યો મજબુતરે. ભવમાં ચાલે. ૨ કામ ક્રોધને કપટ કરે પણ, દેખે જમના દુતરે. ભવમાં ચાલે. ૩ સંત ઘણું સમજાવે શઠને, કહ્યું ન માને કપુતરે. ભવમાં ચાલે. ૪ ગણપત કહે ગુરૂ જ્ઞાન વિચારે, સારો કોઇ સપુતરે. ભવમાં ચાલે.

## પદ ૪ થું.

આ ભવમાં આભારરે, કેવો માનું હરીજન કેરો. આ ભવમાં આભાર. ટેક. ભુલ્યું ભજન તો આગળ આવી, સંભારી આપે હરી સારરે. કેવો માનું.

૧ પ્રેમ સભામાં પ્રશ્ન પુછે, આનંદ વાધે અપારરે, કેવો માનું. ૩ વૈશ્નવજનને વહાલા વિશ્વંભર, ચિત્તમાં નામ ઉચ્ચારરે. કેવો. ૪ ગણુપત કહે જ્ઞાનીજન કેરો, સંગ ન છોડું લગારરે. કેવો. ૫

( રાગ ઠુમરી. )

## પદ ૧ લું.

માની લેને શિખામણ મારી, અંતર વાત ઉતારીરે; માની લેને. ટેક. સમરણ બખ્તર પેહેર શરીરે, ઢાલ ધીરજની ધારીરે. માની લેને. ૧ શબ્દ તણી સમશેર સાહીને, મોહને નાંખે મારીરે. માની લેને. ૨ જન્મ મરણનું દુઃખ છે જબરૂ, ભવની પીડા ભારીરે; માની લેને. ૩ જમને હાથે જશો જ્યારે જીવડા, ત્યાં ગતી થાશે તારીરે. માની લેને. ૪ ભક્તિ વિના ભગવંત ન ભેટે, વેદની વાણી જો વિચારીરે. માની લેને. ૫ ગણુપત કહે ગોવિંદ ગુણ ગાતાં, નક્કી તરે નરનારીરે. માની લેને. ૬

## પદ ૨ જું.

જાણી લેને જરૂર છે જાવું, ફરી આવે નહીં તન આવુંરે. જાણી. ટેક. કહ્યું વચન તું કાને ધરે નહીં, શું તુજને સમજાવુંરે. જાણી લેને. ૧ કાળની જાળમાં કંઇ ઝપટાયા, બહુ તુજને બતાવુંરે. જાણી લેને. ૨ ગર્વ થકી કરે ખર્ચ ઘણેરાં, ધર્મ મારગ નવ ધાવુંરે. જાણી લેને ૩ ભેળું કરી ધન ભંડાર ભરિયો, વાંસે કાંઈ નવ આવ્યુંરે. જાણી લેને. ૪ કહે ગણુપત કર હાથે એ સાથે, પછી થશે પસ્તાવુંરે. જાણી લેને.

## પદ ૩ જું.

આવો અવસર ઉત્તમ આવ્યો, માટે ગોવિંદના ગુણ ગાવોરે. ટેક. જે જે કરશો તે થાશે આ જનમે, લ્યોને લાખેણો લાવોરે. આવો૦ ૧ મનુષ્યા જન્મ જેવો બીજો મળે નહીં, શરણું હરીનું સાહાઓરે. આવો૦ ૨ અલ્પ જીવન ન કરે લાંબી આશા, શાને મોહ મચાવોરે. આવો૦ ૩ સંત સમાગમ કરીને સમજો, ભુધરને મન ભાવોરે. આવો૦ ૪ ગણુપત કહે ગુરૂજ્ઞાન વિચારી પ્રેમ પ્રભુ રસ પાવોરે. આવો૦ ૫

## પદ ૪ થું.

અલબેલો અંતરજામી, એનો પાર શકે કોણ પામીરે. અલબેલો૦ ટેક. અનંત શકિત એ ઉપજાવે, દુજો નથી કોઇ દામીરે. અલબેલો૦ ૧ ઇન્દુ સુરજ ઉડગણ આદી ઓપે, ખેલ એનામાં નથી ખામીરે. અલબેલો૦ ૨ પવન પાણી આકાશ ને અગ્નિ, જમીન જુકિતએ જામીરે. અલબેલો૦ ૩ ગોવિંદ વ્યાપક સૌના ઘટમાં, શેષ મહેષનો સ્વામીરે. અલબેલો૦ ૪ ગણુપત કહે પરાપાર પ્રભુ જ્યાં, વેદની વાણી વિરામીરે. અલબેલો૦ ૫

( ગરબી. )

## પદ ૧ લું.

બ્રહ્મજ્ઞાન જેને ભાવે, સોહાગીયારે લોલ; અહંકાર જેને ભાવે, અભાગી-યારે લોલ. ૧ ઇષ ઉરમાંહી આણે, સોહાગી૦; ભણી ભેદ નવ જાણે, અભાગી૦ ૨ શીખ જેને લાગે સારી, સોહાગી૦; ખરી વાત લાગે ખારી, અભાગી૦ ૩ કામ ક્રોધ નાખ્યા કાપી, સોહાગી૦; વિષે વાસનાઓ વ્યાપી, અભાગી૦. ૪ ગુણ ગણપત ગાશે, સોહાગી૦; નામ સાંભળીને નાસે, અભાગી૦. ૫

## પદ ૨ જું.

લક્ષ રોજ રહ્યા લાગી, આનંદીયારે લોલ; તન મન થકી ત્યાગી, આનં-દીયારે લોલ. ૧ માયા મોહની ન માગી, આનંદી૦; જ્યોત જીવ કેરી જાગી, આનંદી૦. ૨ ભ્રાંત મનડાની ભાગી, આનંદી૦; રાગ છોડી વિતરાગી, આનંદી૦ ૩ વાલો વિશ્વમાં વખાણે, આનંદી૦; જીવન મુક્તિ જોગ જાણે, આનંદી૦. ૪ ગણપત કહે જ્ઞાની, આનંદી૦; મને સાચી વાત માની, આનંદી૦. ૫

## પદ ૩ જું.

હું ને મારૂં બે જે મુકે, એ ભકતછેરે લોલ; ચિત્ત પ્રભુથી ન ચુકે, વિરક્ત છેરે લોલ. ૧ ધર્મ ધારણા ને ધ્યાની, એ ભક્ત૦, ગુણસાગર ને જ્ઞાની, વિરકત૦. ૨ ભેદ વેદ કેરો ભાવે, એ ભક્ત૦; લક્ષ બ્રહ્મ કેરો લાવે, વિરક્ત૦. ૩ દયા દીનપર દાખે, એ ભકત૦; રૂદે રામજીને રાખે, વિરકત૦. ૪ ગુણ ગણપત ગાશે, એ ભક્ત૦; જીવ દશા જેની જાશે, વિરક્ત૦. ૫

## પદ ૪ થું.

બ્રહ્મરંધ્રને જે ભેદે, તે જોગીયારે લોલ; સત્ય જ્ઞાન ધર્મ છેદે, વિયોગી-યારે લોલ. ૧ પહેલે યમનિમ પાળે, તે જોગીયારે લોલ; ભોળા શુભ કર્મ બાળે. વિયોગીયા૦. ૨ તરે પોતે ને તારે, તે જોગીયા૦; મોહ મન નવ મારે, વિયોગીયા૦. ૩ સેજ સમાધીમાં શુરા, તે જોગીયા૦; પાપ કર્મમાંહી પુરા, વિયો-ગીયા૦. ૪ ગણપત ઘર લાગ્યું, તે જોગીયા૦; બોળ્યું જીવત બાધું, વિયોગીયા.

( ગરબી—અલબેલી અંબેમાત જોવાને જઇએ—એ રાગ. )

## પદ ૧ લું.

જેને પુરવ જનમની પ્રીત, પ્રેમની પ્રીત પળે; રાખે ચકોર ચંદ્રમાં ચીત્ત, મોહન તેને મળે. ટેક. મોહન મળે ને તાપ ટળેછે, બળે કર્મનાં બીજરે; પ્રેમ પંથ કોઈ પુરા પાળે, રામજી રાખે રીઝ. પ્રેમની પ્રીત પળે. ૧ દશમી ભક્તિ ગોપીએ દાખી, જોગ જીવનનો જાણીરે; શુકદેવજી એના છે સાખી, વ્યાસ મુની-એ વખાણી. પ્રેમની૦ ૨ બ્રહ્મજ્ઞાન જેના મનમાં ભાસે, જગત જુઠું જણાયરે;

પ્રેમી પતંગ દીપકમાં દાઝે, જેની સુરતા હરીમાં સમાયે. પ્રેમની૦ ૩ કામની કૃષ્ણ જમાડવા જાતે, નારી રોકી નાથરે; પ્રાણ ગયો સૌ પહેલી પહોંચી, મળી મોહન સાથ. પ્રેમની. ૪ આઠ અંગ જેના ઉરમાં આવે, સાત્વીક જન સોહાયરે; પ્રેમ પંથ પરખી લ્યો પ્રાણી, ગણુપત એ ગુણુ ગાય. પ્રેમની૦ ૫

## પદ ૨ જું.

પ્રાણી પરખો પ્રભુનો પંથ, ગુરૂગમ જ્ઞાનવડે; ગુણ ગાય ઘણા ઘણા ગ્રંથ, જીવન તેને જડે. ટેક. જીવન જડે પુરી ખબર પડે, જો સંત સમાગમ થાયરે; ભક્તિમાં ભેદ ભવજળ તરવા, ગોવિંદના ગુણ ગાય. ગુરૂગમ. ૧ મન વશ કરતાં માયા જીતે, જપે અજંપા જાપરે; શબ્દ વિવેકે સુરતા સાંધે, અંતરમાં જુએ આપ. ગુરૂગમ. ૨ સાધન સમરણુ સેવા કરો, વળી આવે વિચારરે; ધ્યાન ધારણા કાયા શોધન, તનમાં મળે એકતાર. ગુરૂગમ. ૩ બ્રહ્માંડ સઘળે ભરપુર ભાસે, દ્વૈતભાવ ટળી જાયરે; અદ્વૈતરૂપ અંતરમાં આવે, અરૂપમાં રૂપ સમાય. ગુરૂગમ. ૪ મહાપદ લાધ્યું તે નર મોટા, વેદતણો વિચારરે; ગણુપત કહે એ જ્ઞાન જે જાણે, પહોંચે માયા પાર. ગુરૂગમ. ૫

## પદ ૩ જું.

મન મારી શિખામણ માન, મનુષ્યા દેહ મળી; દે પાત્રને અન્નનું દાન, તારૂ જાય પાપ ટળી. ટેક. તાપ ટળે ને પાપ બળે, રાખે રામ ભજ્યાની રીતરે; ભક્તબીજ હોય તે કરે ભક્તિ, પુરવ જનમની પ્રીત. મનુષ્યા. ૧ તું કોણ તારૂં આપ તપાશે, આ જગમાં કેમ આવ્યોરે; શરીર સંગાથે જન્મ્યો ત્યારે શી શી વસ્તુ લાવ્યો. મનુષ્યા. ૨ કરી કર્મ તેં કાંઇ નવ જાણ્યું, મરવાનું દુઃખ મોટુંરે; કાયા માયા ડાહાપણ ડાહ્યા, ખલકનું સુખડું ખોટું. મનુષ્યા. ૩ હરી સ્મરણ કરવાને હરીએ, આપ્યો આ અવતારરે; તે માટે હું તુજને કહું છું, શોધી લે સરજનહાર. મનુષ્યા. ૪ જડ ચૈતનમાં જગપતિ જાણ્યો, ઠાલો નથી કો ઠામરે; નુર સરવેમાં નારાયણનું, ગાયે ગણુપતરામ. મનુષ્યા. ૫

## પદ ૪ થું.

દુરીજનના કહું છું દોષ, સુણી લેજો શાણા; જેના કરમના ઉઘડયા કોશ, જીવન નવ જાણ્યા. ટેક. સારૂ ને નરતું સ્વાનને સરખું, ભસે સહુ ને ભાળીરે; દુષ્ટ અદેખો સજ્જન દેખો, પુન્યને નાખે પ્રજાળી. સુણી. ૧ અદેખો નર તે થાય અંધો, કહ્યું કર્મવિપાકેરે; મહા દુઃખ માણે મર્મ ન જાણે, ઠોક બોલે નવ થાકે, સુણી. ૨ હરી ભજનમાં આઘો ન આવે, પરનિંદામાં પુરોરે; પોતાનો અવગુણ તે નવ પેખે, સ્વારથ માંહી શુરો. સુણી. ૩ ચોરી ચાડી કરતાં ચુગલી, લેશ લાજ નવ લાવેરે; કીરતનમાંહી કર્મ કથા કરે, અણ તેડાવ્યો આવે. સુણી. ૪ મોત ભમેછે માથા ઉપર, જુઠા જન નવ જાણેરે; કહે ગણુપત ગમ નહીં ગોવિંદની, તોય મુરખ મત તાણે. સુણી. ૫

( હરી ભજનથકી, છોટા હોય તે સૌથી મોટા થાય–એ રાગ. )

## પદ ૧ લું.

કાયામાં કોણ, બોલે તેને બુજો પામર પ્રાણી; તારૂં તુજ તપાશ, અંતરમાં આતમને લે મન જાણી. ટેક. એનું ઠેકાણું કોણ ઠારછે, એ નપુંસક કે નાર છે; એ સાકાર કે નિરાકાર છે, કાયામાં કોણ૦ ૧ એ નજીક છે કે દુર છે, એ અનુભવી કે ભુર છે; એ કાયર છે કે શુર છે, કાયામાં કોણ૦ ૨ સોહં શબ્દ કયાંથી ઉઠેછે, તે કયાં જઇને ઉભો રહેછે; એ તે ફરતો કે વાસો રહેછે, કાયામાં. ૩ એનું સ્વરૂપ કેવું કહાવેછે, એ તનમાં કેઇ પેરે આવેછે; એને પંચ વિષય કેમ ભાવેછે, કાયામાં૦ ૪ તમે તેનો તપાસ કરો ભારી, હોય હરી ભકિતના અધિકારી; વદે ગણપત વાણી વિચારી, કાયામાં કોણ૦. ૫

## પદ ૨ જું.

અનુભવી નરના, આતો વાતો કરીયે વીમળ વિચારની; સોધો સાર અસાર, શી વસ્તુ સાચી છે સકળ સંસારની. ટેક. તું સાચું જો જીવડા જાણે, કરે મારૂં મારૂં મત તાણે; તને ખરી ખબર મરવા ટાણે, અનુભવી૦. ૧ જો જીવતાં યથારથ ના જાણો, તમો મુવા કેડે શું માણો; તેને પ્રેમ કરી પહેલું જાણો, અનુભવી૦. ૨ જુવો સ્વારથીઓ જગ સહુ કહાવે, તે અંત સમે પાસે આવે; જમકિંકરથી કોણ છોડાવે, અનુભવી૦. ૩ તમે ખોટી બાજી શું ખેલો, એ મિથ્યા સુખ મનથી મેલો; ત્યારે અંતે આવે અલબેલો, અનુભવી૦. ૪ તન તુટે તારો કયાં વાસો, શી વસ્તુ સાથે લેઇ જાશો; કહે ગણપત પાછળ પસ્તાશો, અનુભવી૦. ૫

## પદ ૩ જું.

જોને જીવ અજાણ, સ્વારથ તો સહુકોને વાટે ઘાટે; પ્રાણી પેખ્ય પુરાણ, પરમારથ કરવું તે શીરને શાટે. ટેક. પહેલું સદગુરૂનું શરણું થાશે, ત્યારે ભુલ ભ્રાંત ભ્રમણા જાશે; પછી ગુણ ગોવિંદ કેરા ગાશે. જોને જીવ અજાણ.૧ જેમ શુરો સંગ્રામે જાશે, કદી શીર ત્યાંહી છેદાશે; તેનું ધડ શત્રુ સનમુખ ધાશે, જોને જીવ૦ ૨ એમ હરીજન પણ જોઇએ શુરા, ગુરૂ વચને તન કરે ચકચુરા; તે ભકત પ્રભુના છે પુરા. જોને જીવ૦ ૩ એમ શીશ ગુરૂને શરણે ધરે, મરજીવો થઇ જગમાંહી ફરે; તેને દેખીને જમદુત ડરે; જોને જીવ અજાણ. ૪ જે ભક્તિની જુકિત જાણે, તે ઠરીને બેઠા ઠેકાણે; કહે ગણપત અમારાપર માણે, જોને જીવ અજાણ૦ ૫

## પદ ૪ થું.

કાંઈ કરને વિચાર, આવ્યો કયાંથી જીવડા તે કયાં જાવું; તારૂં તુજ તપાસ, લાવ્યો શું ને સાથે શું લેઇ જાવું. ટેક. માયા છે મોહનની નારી, તેને મુરખ માને છે મારી; તન તુટે ફજેતી છે તારી, કાંઇ કરને વિચાર૦ ૧

પ્રાણી પંચ વિષય તુજને ભાવે, વળી જકત પદાર્થ જે કહાવે; એ અંત્યે ભેળાં નહી આવે, કાંઇ કરને વિચાર. ૨ ધન નારી વિષે મનડું જાવે, તે સ્વારથીયાં સઘળાં કહાવે; એ અંતે ભેળાં નહી આવે, કંઇ કરને વિચાર૦ ૩ કોટી જન્મ લગી ધરી તેં કાયા, તોયે છુટી નહીં જગની માયા; વળી વેહેમ વિશે વેગે વાહ્યા, કાંઇ કરને વિચાર૦ ૪ દીસે મૃગજળ તૃષ્ણા બહુ ભારી, વપુ પીવાનું તે નહીં વારી; કહે ગણપત ભજને ગિરિધારી, કાંઈ કરને વિચાર. ૫

( રાગ ધોળ—હરીનો મારગ છે શુરાનો, નહીં કાયરનું કામ જોને—એ રાગ. )

## પદ ૧ લું.

ભેદ વિના ભકિત કરવાથી, જન્મ મરણ નવ જાય જોને; કલ્પ આડ કાને સુણ્યાથી, દુખડું દુર નવ થાય જોને. ૧ અખેપાત્રનો જાપ જપ્યાથી, ભાઇઓ ભુખ નવ ભાગે જોને; મેં મીઠો મેહેરામણ પીધો, તૃષા તે નવ ત્યાગે જોને. ૨ વાતે તો વડાં નવ નીપજે, કામ કરો વિચારી જોને; દીલમાંહી ડહાપણ નવ આવ્યું, નામ જપે નરનારી જોને ૩ હું રાજા હું રાજા કહિયે, કર ભરે નહીં કોઇ જોને; ગણપત કહે ગોવિંદ ભજીલ્યો, હું મારાને ખોઇ જોને.

## પદ ૨ જું.

ભક્તિ ભક્તિ સૌએ કહેછે, ભક્તિનો શો ભેદ જોને; કયાંથી ઉપજી કયાંથી આવી, કયાં રહેછે નિરવેદ જોને. ૧ કેવી રીતે ભક્તિ કરવી, કેનો જપવો જાપ જોને; કોણ મારગે માનવી ચાલે, પુરણ મળે પરતાપ જોને. ૨ કોણ દેશથી દુનિયાં આવી, કોણ છે જીવની જાત જોને; કોણ ઠામછે ઠરવા કેરો, સોધો સાચી વાત જોને. ૩ મહા મારગનો મરમ ન જાણ્યો, મોહનને કેમ મળશો જોને; કહે ગણપત ગુરૂગમ વિના, ભક્તિમાં કેમ ભળશો જોને. ૪

## પદ ૩ જું.

ઓ પ્રાણી આ દુનિયાં કેરો, નથી જડનો નિરધાર જોને; આવ્યા કયાંથી કયાં જવાનું, સ્વારથીઓ સંસાર જોને. ૧ જોગી તપસી ત્યાગી થાકયા, કોઇ ન પામે પાર જોને, ખોળે ખોટું સર્વ પડે છે, વિમળ કરો વિચાર જોને. ૨ કોઇ કર્મને કર્તા માને, કોઇ કહે ઇશ્વર આપે જોને; કોઇ કહે શ્રષ્ટી સેજ બને છે, જગકરતાને માપે જોને. ૩ સો મણ સુતર સેજ ઘુંચાણું, આંટી કોણ ઉકેલે જોને; ગણપત ગુરૂગમ જે જન જાણે, ખરી તે બાજી ખેલે જોને. ૪

## પદ ૪ થું.

ગુરૂ વિના ગોવિંદ મળે નહીં, સંતો સાચી વાત જોને; તમે તમારૂં શોધી કહાડો, જુઓ તે જીવની જાત જોને. ૧ કેવું રૂપ છે કરતા કેરૂં, કહો વસે કોણ ઠામ જોને; મુળ વાતમાં મન નવ બાંધ્યું, કેમ કરી થાશે કામ જોને. ૨ તે માટે તનમાંહી તપાસો, દેખો નીજ દેદાર જોને; અનુભવ સુરજ ઉદે થાશે,

આમો ભવનો પાર જોને. ૩ હું મારૂં રદેથી ટાળો, રેહેજો રૂડી રીત જોને; ગણુપતના સ્વામીની સાથે, પુરણુ બાંધો પ્રીત જોને. ૪

( રાગ બીલાવર–કોણુરે સમાના કામની, દત્ત ફળીયેલ રામા–એ રાગ. )

## પદ ૧ લું.

વાતે તો ભવ વહી ગયો, નાવ્યો દુઃખનો આરો; અગણિત યુગથી આથડયો, ખોયો તેં જનમારો. વાતેતો. ૧ કોટી જન્મ કાયા ધરી, ભમ્યો ભવમાંહી ભારી; દારૂણુ દુઃખ ત્યાં ભોગવ્યાં, ન ભજ્યા ગિરિધારી. વાતેતો. ૨ આળસમાં આયુષ ગયો, વૃદ્ધ થયો વધી વ્યાધી; એક ઘડી ઇશ્વર તણી, પ્રાણી તેં ન આરાધી. વાતેતો. ૩ ઘરમાં કોઈ ગણે નહીં, બુદ્ધિ ગઇ બદલાઇ; જમના કીંકરે ઝાલીયો, અંતકાળમાં આઇ. વાતેતો. ૪ સગાં સંબંધી સહુ મળ્યાં, કોઇનું બળ નહી ફાવે; ગણુપત કહે હરી ગુણ વિના, કહો કોણ મુકાવે. વાતેતો. ૫

## પદ ૨ જું.

જગમાં તેં જનમીને શું કર્યું, ઓળખ્યા નહીં અવિનાશી; ખબર વિના ખુંચી રહ્યા, ચાલી ખાણ ચોરાશી. જગમાં. ૧ ધંધો કરી ધન મેળવ્યું, અહોનીશ અથડાયો; પાપે પૈશો મેળવ્યો, નવ ખરચ્યો ન ખાયો. જગમાં. ૨ મોટા થવા નાત જાતમાં, માન બીજાનું મોડે; લાંચો લીધાના લાલચું, દયા દિલમાં ન જોડે. જગમાં. ૩ દશ ગ્રહ દુનિયાં વિષે, દુઃખ દિનને દીધું; જઠરામાં જેણે જાળવ્યો, તેનું કામ ન કીધું. જગમાં. ૪ જમાન દેઇ જ નદુતને, જુગમાં તું જાયો; ગણુપત ગોવિંદ ના ભજ્યો, જોતાં જનમ ગમાયો. જગમાં. ૫

## પદ ૩ જું.

જરૂર જાવું છે જીવડા, ઉગરવાનો ઉધારો; રંડાપણુ તો રોકડું, કાંઇ વાત વિચારો. જરૂર. ૧ ઉગે એ તો આથમે, જન્મે તે મરી જાશે; અવિચળ નહીં આ લોકમાં, સુણ શી ગતિ થાશે. જરૂર. ૨ નાણું ન રહ્યું રાજા નંદનું, સુત સગરજ કેરા; દશવાર તપાસે દીનમાં, કાળ મારે છે ફેરા. જરૂર. ૩ મારૂં મારૂં કરી મરો, જાયા તેવાજ જાશો; આવ્યા ત્યારે શું લાવીયા, જાતાં શું લેઇ જાશો. જરૂર. ૪ નથી સ્થીર નરનારમાં, રાય રંક કે રાણી; ગણુપત જ્ઞાન વિચારીયે, ઓળખો એ એંધાણી. જરૂર. ૫

## પદ ૪ થું.

અકળ સકળ જગમાં રહ્યા, એક શ્રી અવિનાશી; અગણિત કોટી ઇંડનો, પ્રભુ પુર્ણ પ્રકાશી. અકળ. ૧ પાંચ રૂપે પ્રગટ થયા, પુરૂષોત્તમ પોતે; ઇચ્છાથી અવનિ રચે, જગજીવન જોતે. અકળ. ૨ એજ અવનિ આકાશને, પાણી પૃથ્વી કહાવ્યો; પવન પાહાડ ઝાડ જેટલાં, સૃષ્ટિ રૂપ સોહાવ્યો. અકળ. ૩

કોટી કળા કીરતારની, કોઇ જીવ ન જાણે; આતમ રૂપને ઓળખે, ઠરી બેસે ઠેકાણે. અકળ. ૪ બીજમાં વૃક્ષ વસી રહ્યું, બીજમાં વૃક્ષ થાશે; ગણુપત સદગુરૂ જ્ઞાનથી, પ્રભુ પરખી લ્યો પાસે. અકળ. ૫

( રાગ સામેરી—મેવાડો—પંચમ એ રાગમાં ગવાય છે. )

## પદ ૧ લું.

સતગુરૂ સંગેરે નરનારી સુધરેરે, આપે ગુરૂ જ્ઞાન તણો ઉપદેશ; પારસને પરસેરે, લોહ પલટાયછેરે, દેખો એવો અનુભવીનો દેશ. સતગુરૂ. ૧ આવી પાંખો અનેરે, ઇયળ લાગી ઉડવારે, સાચો એને મળીયો છે ભમરીનો સંગ; તરૂ થાય તેવાંરે, ચંદન પાસે ચોટીયાંરે, લાગે જેતે પવન તણો પરસંગ. સતગુરૂ. ૨ અગ્નિની આંચેરે, આયસ અગ્નિ બનેરે, સંતના સંગે સંત સોહાય; પંડીતના સંગેરે, પુરાણી નર નીપજેરે; જ્ઞાનીના સંગે જ્ઞાની ગણાય. સતગુરૂ. ૩ જાળંધર કેરોરે જોગ ગોપીચંદરે, ઝટ બન્યો જોતાં જોગી રાજ; ભરથરી ભુપરે, ગોરખમુનિ ભાળિયારે, કરી કૃપા કીધું ઉત્તમ કાજ. સતગુરૂ. ૪ સંગત વિનાનોરે, કોઇ ન સુધરેરે; આપ મતિ કરે કોટી ઉપાય; સંગ વડે સાધનરે જેને હોય શિખવુંરે, ગુણ તેના ગણુપત વરણુવી ગાય. સતગુરૂ. ૫

## પદ ૨ જું.

સમજણ સાધનરે સૌથકી સારછેરે, પામે તે ઉતરે પેલે પાર; મારૂં દેઇ મુકીરે હરી ભજ હેતશુરે, કૃપા તેને કરે જગ કીરતાર. સમજણ. ૧ સત જ્ઞાન વડેરે વસ્તુ સાંપડેરે, ઓળખે અંતરમાં અવીનાશ; દેહ માંહી દેખેરે અનુભવી આતમારે, પુરણ રૂપ તણો પ્રકાશ. સમજણ. ૨ હરી હરી રટતાંરે, હરીરૂપ હોઇ રહેરે, હરદમ ધુની ઉઠે અપાર; પ્રણુવ દશ પુરારે ઉપડે એ સમેરે, તન માંહી મળી રહે એક તાર. સમજણ. ૩ મહાશુન્ય માંહીરે વાજાં વાગશેરે, મોરલીનો સુણો મનોહર નાદ; ભાન જ્યારે ભુલેરે ભાળી ભગવંતનેરે, વળી નવ કરે વાદ વિવાદ. સમજણ. ૪ જગ થાય જુઠોરે બ્રહ્મ એક ભાસતાંરે, કરવું તેને સાધન રહ્યું નહીં કાંય; ગણુપત ગાયરે એવા ગુરૂ ઓળખોરે, મળે જેમ સરીતા સાગર માંય. ૫

## પદ ૩ જું.

મારાપણું મુકીરે મળે મહારાજનેરે, મુનિવર મોટા એજ મનાય; જુઓ જગમાહીરે, કોણ કોણ જાગીયારે, કથા ભવમાંહી જેની કહેવાય. મારાપણું. ૧ રાજ રૂષી કહ્યારે વિશ્વામિત્રનેરે, વશિષ્ઠ ઉપર રાખ્યું વેર; શત પુત્ર માર્યારે શોક તોય નવ ધર્યોરે, મનમાંહી લાવ્યા ઝાઝી મેહેર. મારાપણું. ૨ જનકપુર જાંહીરે અષ્ટાવક્ર આવિયારે, કરે નિત્ય હરીકથાનું કામ; લાગી લહાય મહેલેરે જનકે તે જાણીયુંરે, સ્થિર રહ્યા ડગ્યા નહી ને ઠામ. મારાપણું. ૩ મોરધ્વજ કનેરે મુસ્તક માગવારે, આવ્યા અરજુન હરીએ વારી; વેરી વપુ વગેરે

આપીયું એ ઘડીરે; તાણે નીજપુત્ર પોતાની નારી. મારાપણું. ૪ સગાળશા શેઠેરે સત્ય ધર્યું સામટું રે, આપે મુખ માગ્યું દાન અપાર; ગણુપત જ્ઞાનીરે જુગમાં થયા ઘણારે, સુત મારી આપ્યો સંતને આહાર. મારાપણું. ૫

## પદ ૪ થું.

સૌ નથી સરખું રે આ સંસારમાંરે, ઓળખીને લેજ્યો એ એંધાણ; હીરો તો હજારેરે મુલે નાવે હાથમાંરે, પૈસા માટે મળશે પાશાણ; સૌ નથી સરખું. ૧ કુંદન હોય કેવું રે જડે મણી જેહમાંરે, કથીરનો કાંઇ ન આવે કામ; સૌ માંહી સરખોરે નથી મારો નાથજીરે, બરોબર ન આવે મહોર બદામ. સૌ નથી સરખું રે. ૨ પ્રભુ અન્ય પુરૂષરે આવે નહી ઓળમાંરે, સંત સૌ સરખા તે નવરે સોહાય; પંડીત પુરાણીરે સમાન નહી સર્વમાંરે, કેમ હંસ બગને તુલ્ય કહેવાય; સૌ નથી સરખું. ૩ મુમુક્ષુને મુરખરે એની એક ઉપમારે, આપે એ ગુણુ હીણા ગણાય; અર્કની ઓળેરે આવે કેમ આગીયોરે, જાગીને જુવે તેને જણાય. સૌ નથી સરખું રે. ૪ સામાન્ય ને વિશેષરે ન્યુનાધીક ન્યાયછેરે, સમજુને ઠરવા કેરો ઠામ; આદીને અનાદીરે એક અખંડ છેરે, ગુણ તેના ગાયે ગણુપતરામ. સૌ નથી સરખુ. ૫

( ગરબી–કબ સમરોગે રામ, પ્રાણી તુમ કબ સમરોગે રામ–એ રાગ )

## પદ ૧ લું.

ભાવે ભજો ભગવાન, પ્રાણી તમે ભાવે ભજો ભગવાન. ટેક. પ્રસવ થયા પહેલું ઉપજાવ્યું, પીવાને પય પાન; પ્રાણી તમે. ૧ ઇંદ્રીય અંતઃકરણની આદી, દીધું દેહનું દાન. પ્રાણી તમે. ૨ અન્ન ઉદક ખાવાને આપ્યું, બુદ્ધિ ધરવા ધ્યાન; પ્રાણી તમે. ૩ મુખ આપ્યું ખાવાને મેવા, ગાવા હરિગુણ ગાન; પ્રાણી તમે. ૪ કહે ગણુપત કરો કૃષ્ણનું કીર્તન, મુકી મોહ ને માન. પ્રાણી.૫

## પદ ૨ જું.

કૃષ્ણ જગત કીરતાર, ભજમન કૃષ્ણ જગત કીરતાર. ટેક. પશુ પંખીનો દેહ પડાવી, આપ્યો મનુષ્ય અવતાર. ભજમન. ૧ સંસારમાં જેણે મહાસુખ સરજ્યું, દુનિઆનો દાતાર. ભજમન. ૨ જેનું જીવાડયું સર્વે જીવેછે, ભુલ્યો કેમ આભાર. ભજમન. ૩ બળીયો આદી અંતનો બેલી, મુકાવે જમનો માર. ભજમન.૪ કહે ગણુપત હરીગુણ વિચારો, સમરણ સાધન સાર. ભજમન.૫

## પદ ૩ જું.

પ્રભુ તણો પરતાપ, આ જુગમાં પ્રભુ તણો પરતાપ. ટેક. પવન પાણી આકાશ અવની, તેજ ત્રિભોવન તાપ. આ જુગમાં. ૧ અરણવ આજ્ઞા મુકી ન આવે, મોહને બાંધ્યું માપ. આ જુગમાં. ૨ અનેક ભાતનાં અન્ન ઉપ-જાવ્યાં, આરોગવાને આપ. આ જુગમાં. ૩ માને સુખ સંસારનું સરખું, જેવું

જેનું પુન્ય ને પાપ. આ જુગમાં. ૪ ગણુપત કહે એ ગોવિંદ કેરો, જપો નિશદીન જાપ. આ જુગમાં. ૫

## પદ ૪ થું.

બ્રહ્મ ભર્યો ભરપુર, સૌમાં બ્રહ્મ ભર્યો ભરપુર. ટેક. સ્થાવર જંગમ જડ ચૈતનમાં, દેખો નજીકને દુર. સૌમાં. ૧ પશુ પંખી નર ને નારી, કોણુ તે સુર અસુર. સૌમાં. ૨ ભરપુર બાહ્યર ભીતર ભાસે, નારાયણનું નુર. સૌમાં. ૩ સામાન્ય વિશેષે સરખો નરખો, ભેદ લહે નહિં ભુર. સૌમાં. ૪ ગણુપત કહે ગુણ ગોવિંદ કેરા, આરાધી લેજો ઉર. સૌમાં. ૫

( ગરગી–કે ગરબે સતગુરૂને રમીએ–એ રાગ. )

## પદ ૧ લું.

ભજન વિના ભવ દુઃખ નહી ભાગે, લગની જ્યારે હરિવરશું લાગે. ભજનવિના. ટેક. કહે તન થકી વિષીયા સુખ ત્યાગે, બ્રાંત જેના મનડાની ભાગે, જોગ જેને જીવનનો જાચે. ભજનવિના. ૧ મીરાંબાઇએ મહા મુકિત માણી, વિશ્વમાંહી સરવે વખાણી; શામળીયાના સ્વરૂપમાં સમાણી, ભજનવિના. ૨ સેવામાંહી શવરી બની સારી, મળ્યા ગુરૂ માતંગ અધિકારી; નમ્યાં જેને જગનાં નરનારી, ભજનવિના. ૩ ભજન કરે તે કરીને ભાવે, પુરણ પદ પોતે તે પાવે; સંકટથકી શ્રીપતી છોડાવે, ભજનવિના. ૪ વિચારી વેદતણી વાણી, પ્રભુને ભાવે ભજો પ્રાણી; ગણુપત કહે ઓળખો એ એધાણી, ભજનવિના. ૫

## પદ ૨ જું.

પ્રભુને ભજીલ્યો પામર પ્રાણી, જાવું જગમાંથી જરૂર જાણી. પ્રભુને ભજીલ્યો. ટેક. નથી કોઈ અમર નરનારી, ભલો ભુંડો રાય કે ભીખારી; કોઈની એમાં ચાલે નહી કારી, પ્રભુને. ૧ સતી સત્યવાદી અને શુરા, પાખંડી પુરાણી એને પુરા; કર્યા કાળે ચાહાવા ચતુર ચુરા. પ્રભુને. ૨ હાકે જેની મેરૂ મંડળ હાલે, ચક્રવરતી સરખાનું નવ ચાલે; જીતે જગસીંહને જે ઝાલે, પ્રભુને ૩ અલપ થઈ ઉડી ગયા એવા, જોદ્ધા મોટા જાદવના જેવા; કાળે કુટી નાંખ્યા કેવા કેવા. પ્રભુને. ૪ શરણું એક હરીવરનું સહાજ્યો, જવાય તો સતસંગમાં જાજ્યો; ગણુપત ગુણ ગોવિંદના ગાજ્યો. પ્રભુને. ૫

## પદ ૩ જું.

અરે જીવ આ ભવમાં આવી, ભુદર કેરી ભકિત નવ ભાવી. અરે જીવ આ ભવમાં આવી. ટેક. ઉત્તમ નર દેહ તારે આવ્યો, કોટીધ્વજ દામપતિ કહાવ્યો; લેને હવે લાખેણો લાવો, અરે જીવ. ૧ મંદીર મોટા માળ અને મેડી કોઇએ નહી આવે તારે કેડી; પડી રહેશે પ્રેમદાને પેડી, અરે જીવ. ૨ દગો કરી દોષ ભર્યા દાહાડી, કબુદ્ધિ ઘટમાંથી નવ કહાડી; અંતરની વાત કરી આડી, અરે જીવ. ૩ કરી લે બહુ નામી બેલી, શિખામણ આ તુજને છેલી;

મનમાંથી હું પદ દે મેલી, અરે જીવ. ૪ ઠગલું હોય હરીવરને ઠામે, કહી રીત સમજુને ઠામે; ગાઇ કથ્યા ગુણ ગણપતરામે, અરે જીવ. ૫

## પદ ૪ થું.

લગન મારૂં હરીવરશું લાગ્યું, કે ભવદુઃખ જનમ મરણ ભાગ્યું. લગન મારૂં હરીવર શું લાગ્યું. ટેક. નથી વ્હાલું ભાણું કે નાણું, નથી વ્હાલું તન સુખ કે ટાણું: જીવનદોરી જીવનને જાણું, લગન મારૂં. ૧ મારે નથી વ્હાલું તારૂં મારૂં, વિશ્વ સુખ વ્હાલા ઉપર વારૂં; ધણી એક ધરણીધર ધારૂં, લગન મારૂં. ૨ વિંધાણી છું વિઠ્ઠલના વેણે, મુઝાઉં નહિ મુરખના મેણે; જનમ આપ્યો આ જગમાં જેણે, લગન મારૂં. ૩ સુખ મુને લાગે નહિ સારૂં, મોહ્યું મન મોહન શું મારૂં; ખલક સુખ લાગે છે ખારૂં, લગન મારૂં. ૪ પ્રભુવડે પુરણ પદ પામી, જાણેછેરે અંતરનો જામી; સાધે સેવો ગણપતનો સ્વામી, લ૦. ૫

( હડી રમત હાથ ચડીરે, ચેતન દડી રમત હાથ ચડી—એ રાગ ધનાશ્રી. )

## પદ ૧ લું.

જીવતને જુગતી તે નવ જડી, પરીક્ષા પ્રભુ તણી નવ પડી. ટેક. મનુષ્યા દેહ મળ્યો અતિ મોંઘો, બાંધ ધર્મની ધડી; જોબનમાં તેં હરી નવ જાણ્યા, જરા આવીને અડી. પરીક્ષા. ૧ જળના બિંદુમાં તત્વ જમાવી, ગર્ભમાં કાયા ઘડી; ઘડનારો છે તારા ઘટમાં, ચોતરે બેઠો ચડી. પરીક્ષા. ૨ નક્કી બોહોનેર હજાર નાડી, એક એકને અડી; બહોનેર બેઠક પંદર બારી, માલેકે બાંધી મડી. પરીક્ષા. ૩ શુન્ય શિખર ગઢ છે એક સારો, જયાંહાં નુરની ઝડી; જળહળ જોત હીરા મણી ઝળકે, કોઇ ન આવે કડી. પરીક્ષા. ૪ રાત દિવસ રટ રામ રૂદેમાં, ભજન ભાવમાં ભડી; ગણપત કહે એ ગુણ વિચારી, સ્મરણની લે છડી. પરીક્ષા પ્રભુ તણી નવ પડી. ૫

## પદ ૨ જું.

કોઇ પુગને ખબર પડીરે, મહામણી ચૈતન ચિત્તમાં ચડી. ટેક. દ્વાદશ મુદ્રામાં જે મોટી, ખેચરી સૌમાં ખડી; નીચેની નસ કાપી કરો દોહન, એ તરવેણીએ અડીરે. મહા મણી. ૧ ડાબી ઇંગળા જમણી પીંગળા, મધ્યે સુષમણા મડી; ભર્યું ભ્રકુટીમાં ચંદ્રામ્રત, પીએ અમર એ ઘડીરે. મહા મણી. ૨ છીદ્ર તળાવે છે એક સુંદર, જીભ પ્રવેશે પડી; અમૃત પડી આવે એના પર, ચોટ બચાવી જાય ચડીરે. મહા મણી. ૩ ગાંધારી ગવરી હસ્તની જીવ્હા, વળી સૌમાં એથી વડી; અન્ન ઉદક નવ જોઇએ એને, ભેદ અમરમાં ભડીરે. મહા મણી. ૪ આણીમાદિક સિદ્ધિયો આવે, છત ઝાઝી સાંપડી; સ્મરણ ગણપત કર સુષુમણા, ધર્મની બાંધી ધડીરે. મહા મણી. ૫

## પદ ૩ જું.

મન તને મનુષ્યા દેહી રૂડી મળી, પ્રભુની પ્રેમભક્તિ નવ પળી. ટેક. ઘર ધંધામાં ખાધાં ગોથાં, રહ્યો ગર્વમાં ગળી; કિર્તન હરીનું કાંઇ નવ કીધું, માયા તુજને મળી. પ્રભુની. ૧ સ્મરણ સાધન ધ્યાન ન સૂઝે, બુદ્ધિ તારી બળી; પરમારથનો પંથ ન પેખે, કુડ કપટમાં કળી. પ્રભુની. ૨ સંતતી સંપતિ પામ્યો સારી, સુંદર લીધો છળી; જનમ ધરી જીવન નવ જાણ્યા, ભાવે ભજનમાં ભળી. પ્રભુની. ૩ હરિજન સાથે હેત નવ કીધું, લાવો ન લીધો લળી; દોષ કરી દીલમાં નવ દેખે, ચીતડા વિષે ચળી. પ્રભુની. ૪ સંત સમાગમમાં નવ સમજ્યો, વરતી વિષયમાં વળી; કહે ગણુપત કથા ગોવિંદ કેરી, ભાવે નવ સાંભળી. પ્રભુની. ૫

## પદ ૪ થું.

કળિમાં કીરતન હરિનું કરો, તેથી ભવસાગર પ્રાણી તરો. ટેક. છુટે માયા સુધરે કાયા, ધ્યાન હરીનું ધરો; પ્રભુ વિસારી પાપ કર્મમાં, ફોગટ શીદને ફરો. કળીમાં. ૧ સતગુરૂને ગોવિંદની સેવા, કોડ થકી જો કરો; દયા ધરમ દીલમાંહી દેખો, ઠામ રૂડે જઇ ઠરો. કળીમાં. ૨ સપનાવત સંસાર સાહેબી, વીઠ્ઠલ વરને વરો; અંતકાળે જમડા નવ આવે, ખલકમાં જીવ્યો ખરો. કળીમાં. ૩ પ્રભુ ભજન વિના પાર પડે નહીં, પાપ થાય નહીં પરો; સાધન સેવા સમરણ સારૂ, અંતરમાં આદરો. કળીમાં. ૪ ગુરૂગમ પાવી ગોવીંદ ગાજો, ભક્તિ ઉરમાં ભરો; ગણુપત કહે એ ગુણ વિચારી, હરકત ભવની હરો. કળીમાં

( કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડીરે, એ રાગ. )

## પદ ૧ લું.

હરીજનનો અવગુણ આવે ઉરમાંરે, પરનીંદા ઉપર ઘણો પ્યાર. પ્રભુ રૂઠયાનું જુવો કોઇ પારખુંરે. મન મેલું ને કામ રૂડાં કરેરે; ભરે માંથે ભુંડાઇનો ભાર, પ્રભુ રૂઠયાનું જુવો. ૧ મેહેનત મોટી ફળ નાનું મળેરે, વળી ભક્તિ ઉપર નહીં ભાવ; પ્રભુ૦ અતિ ઉદ્યમ અહોનીશ આદરેરે, દેખો એકે ન સુધરે દાવ. પ્રભુ૦ ૨ વેદ વારે વારે આવે આંગણેરે, કહાડી બેસે દેવાળાં દ્વાર. પ્રભુ૦ માણસ ઘરનાં તે સૌ માદાં પડેરે, ગુરૂ જ્ઞાન ન ગોઠે લગાર. પ્રભુ. ૩ પરઘેર તે પુન્ય પ્રાણી કરેરે, એમાં આવીને આડો થાય. પ્રભુ૦ હરીકીરતન કાને નવ સાંસળેરે, ગીત ગુણકાનાં જોવા જાય. પ્રભુ૦ ૪ મદ્ય માટી ચોરી જારી જે કરેરે, કુડ કપટીનાં કાળાં કામ. પ્રભુ૦ નક્કી નરખો એ નરક નીશાનીઓરે, ગુણ ગાયે તે ગણપતરામ. પ્રભુ૦ ૫

## પદ ૨ જું.

સાચા સંતોની શીખ નવ સાંભળેરે, મુરખ લોકોનાં માને વચનઃ રામ રૂઠયા જરૂર એના જાણજોરે. મુખે બોલે તેવું ચાલે નહીરે, રાખે રૂદીયામાં

મેલું મન, રામ રૂઠયા. ૧ વેદ વાણીની વાત વહાલી નહીંરે, ઘણાં ગપ્પાં મારે એ ગમાર; રામ રૂઠયા. વણુ વાંકે તે ખાર ખોટા કરેરે, જીવ જમપુરના જાના- ૨. રામ રૂઠયા. ૨ દાહાડી દુભે ગરીબનાં દીલડાંરે, પરનીંદા ઉપર ઘણો પ્યાર; રામ રૂઠયા. સૌ સજનથી હું શીરોમણીરે, અણુસમજે કરે અહંકાર. રામ રૂઠયા. ૩ સત્ય છોડી અસત્યને આદરેરે, વીપ્ર સાધુ સાથે રાખે વેર. રામ રૂઠયા. સ્વારથ માટે સંહાર સૌનો કરેરે, પરમારથની પ્રીછે નહીં પેર. રામ રૂઠયા. ૪ પાપ પુરવ જનમનાં પ્રગટીયાંરે, ત્યારે કરેછે કુડાં કામ; રામ રૂઠયા. થવા કાળ આવીને ઉરમાં ઠરેરે, ગુણ ગાયે તે ગણુપતરામ. રામ રૂઠયા. ૫

## પદ ૩ જું.

નાથે નીરમેલું તેને માને નહીંરે, વાઘરીનો રાખે વિશ્વાસ; વેહેમ વાહ્યાં એ મુરખ માનવીરે. ટેક. બાધા રાખી પણ કાંઈ બન્યું નહિરે, તોએ તાનમાં ન ઉપજે ત્રાસ. વેહેમે. ૧ નિચ કર્મે તે નિચ બુદ્ધિ થઇરે, માટે માને છે નિચનો નેહ; વેહેમે વાહ્યાં. ભુત પેકું તે કોઇયે ભાળ્યું નહિરે, જુઓ જાતાં જણાય નહિ જેહ. વેહેમે. ૨ દેહતોરે ઘડેલો ગોવિંદનોરે, કરનારાથી જબરો કહેવાય; વેહેમે. સાડાત્રણ કરોડ છે શરીરમાંરે, કેસ ધોળા તે કાળા ન થાય. વેહેમે. ૩ ધુણી ધુણીને ડોક લાગી દુખવારે, આખી રાતના ઉજાગરા થાય; વેહેમે. દુઃખ દુર દેવાળા કરે દેહનાંરે, કાઢનારા તે કેમ મરી જાય. વેહેમે. ૪ પેટ ચોળીને સૌ પીડા કરેરે, હાથે કરીને થાય હેરાન; વેહેમે. કહે ગણપત ભજ ગોવિંદનેરે, હરી કથા સુણી લેને કાન વેહેમે વાહ્યાં. ૫

## પદ ૧ લું.

( રાગ ધોળ. )

વિષ્ણુ ઉપાશી વૈશ્નવજનનાં, નિમ કહું નિરધાર જોને; ધરમ સનાતન ઉરમાં ધારી, સેજ તરે સંસાર જોને. ૧ બે ઘડી રજની પાછલી બાકી, જાગે હરીના જન જોને; પુજા માનસી મનમાં કરવી, પ્રભુ કરો પાવન જોને. ૨ સૌચ વિધિથી શુદ્ધ થઇને, દાતણ પાણી કરીએ જોને; સ્નાન કરી સૌ તીરથ કેરાં નામ મુખે ઉચરીએ જોને. ૩ આસન ઉપર પુરવ મુખે, અથવા ઉત્તર કરીએ જોને; આચમન પ્રાણાયામ કેરૂ, નિત્ય નિયમ એ ધરીએ જોને. ૪ તીલક કરી દેવાર્ચન કરવું, પ્રભુ પ્રાર્થના મન જોને; અન્ન જળ લીધા પહેલાં, કરવાં સતગુરૂનાં દર્શન જોને. ૫ ઘરધંધો ઘરધણી ના ગમતો, પાણી ગાળી પીવું જોને; છાણાં લાકડાં જોઇને બાળવાં, જીવ હીંસાથી બીવું જોને. ૬ પ્રથમ પ્રભુને જમાડી જમવું, છડો અબોટ આચાર જોને; પવિત્રાઈથી પ્રભુ છે રાજી, વિવેક ને વિચાર જોને. ૭ સંત સમાગમ નિત્યે કરવો, કથા સુણવી કાન જોને; વિવેક વાળી વિદ્યા ભણવી, ગ્રહેવું ગુરૂનું જ્ઞાન જોને. ૮ દેવ તણું દરશન સંધ્યાયે, કોડે કોડે કીજે જોને; કથા કીરતન ધુન્ય કરીને, પ્રેમે હરીરસ પીજે જોને. ૯ સેન આરતી મનમાં સાધી, ધરવું ગુરૂનું ધ્યાન જોને;

નિમ વીશ વૈષ્ણવ કેરા, ભાખ્યા શ્રી ભગવાન જોને. ૧૦ અગિયારસનું વ્રત આદરવું, વરસે ચોવીસ વાર જોને; રામજયંતી કૃષ્ણાઅષ્ટમી, શિવરાત્રી નિરધાર જોને. ૧૧ નરસિંહ ચૌદશ વામન બારસ, એ કરવા ઉપવાસ જોને; અંકે વીશ ને નવ વ્રત પુરાં, વૈષ્ણવ ઘેરે વાસ જોને. ૧૨ જ્ઞાન પામીને ગોવિંદ ગાઇયે, રાખી રૂડી રીત જોને; ગણપતના સ્વામીની સાથે, પુરણ બાંધી પ્રીત જોને. ૧૩

( ભોજા ભગતના ચાબખાનો રાગ. )

## પદ ૧ લું.

દુનિયાં દેખા દેખી રળેરે, એની ખબરો પડશે ખળે. ભક્તિ કરવા ભગવાં પેહેરે, ભક્તાં ભેગાં ભળે; ટિલું કરતાં ત્યાશી વિત્યાં દિલના દોશ ન ટળેરે. દુનિયા. ૧ સ્વારથ તો પોતાનો સાધે, બીજાને જોઈ બળે; ઉપર વેષને ઓછો બનાવે, માંહે તો માલ ન મળેરે. દુનિયાં. ૨ જીવતાં જગજીવન નવ જાણ્યા, મુવે હરી કેમ મળે: વાણીમાં વાલોચું જણાવે, ભીતર ભડકા બળેરે. દુનિયાં. ૩ શુરા થઇ સંગ્રામે દોડે, વાળ્યા તે નવ વળે, ગણપત ગજબી દળને દેખી, ચીતડા વિષે ચળેરે. દુનિયાં. ૪

## પદ ૨ જું.

દુનિયાં દીવાની તો થઇરે, અક્કલ સદગુરૂ વિના ગઈ. ટેક. ધર્મ કથામાં ઢુકડા ન આવે, જુવે નાટકો જઇ; હું પદમાં હઝારો વાવરે, પુન્યમાં ન વાવરે પઇરે દુનિયાં. ૧ હરી ભજવાનો લાગ ન આવે, નિંદામાં નવરાઇ; ઘેરો ઘેર જઇને ગપ્પાં મારે, આખી ઉમ્મર ગમાઇરે. દુનિયાં. ૨ ચોરી જારી કરવા સારૂ, બેસે ભેળા થઇ; સાધુ જનને નજરે ન્યાળી, નિંદે જુદા રહીરે. દુનિયાં. ૩ માથે ભય મરવાનો મોટો, ભક્તિ કરજો ભાઇ; કહે ગણપત જેમ હાથે જાશો, સાચું કહું સમખાઇરે. દુનિયાં. ૪

## પદ ૩ જું.

ગમ તને ગુરૂ વિના નહીં પડે, અક્કલ હીણ શું કરવા આથડે. ટેક. દેખા દેખી દોડી મરેને, ચીતડું ચાળે ચડે; સદ્દગુરૂ વિના સાધન શિખ્યો, જુક્તિ તો નવ જડેરે. ગમ તને. ૧ સમશાને જઇ મંતર સાધે, ધુપ દીપનાવડે; આપમતી એવું આદરતાં, નિષ્ટ દેવતા નડેરે. ગમ તને. ૨ બોધક વિના જ્ઞાન બકે પણ, પળ રીતી નવ પડે; કેહેણી તો સઉ કોઇ કથે પણ, રેહેણી નવ આવડેરે. ગમ તને. શસ્ત્ર વિદ્યા શિખ્યા વિના, જઇ શુરાશું લડે; ગણપત કહે ગુરૂગમ વિના, માનવ મોક્ષ ન ચડેરે. ગમ તને. ૪

## પદ ૪ થું.

પાંશરે પય પીયોને ભાઇરે, પાણી પીશો વાંકા રહી. ટેક. ભકિત ભગવતની નથી કરતા, દીલમાં ડાહ્યા થઇ; દેહ પડી વંતર થઇ વળગ્યા, અક્કલ ક્યાં

ગુમાઇ. પાંશરે. ૧ વૃદ્ધપણામાં વ્યાધી લાગી, વેળા તો વહી ગઇ; ડોસો દિલગીર થઇ દુઃખ ધરતા, રૂવે લોકોને કહીંરે. પાંશરે. ૨ ચોરી જારી કરવા ચાલ્યા કોઇનું માને નહીં; મહીપતીયે બાંધીને માર્યો, છેક ફજેતી થઇરે. પાંશરે. ૩ પાપ કરતાં પુંઠ ન વાળી, પડયા ચોરાશી મહીં; કહે ગણપત ગોવિંદ ભજન વિણ, જીવડા જાશો કહીંરે. પાંશરે. ૪

## પદ ૫ મું.

માનને માટે મત તાણેરે, ભરવા પોતાને ભાણે. ટેક. સઉ સઉના સ્વારથને સાધે, આપોપું વખાણે; જમરાજાને હાથે જાશો, ઘાલશે એ ઘાણેરે. માનને.૧ પાપ મારગની પેહેલ કરેને, મન બાંધ્યું નાણે; અંતકાળે જીવ આડું આવશે, ખબરો તે ટાણેરે. માનને. ૨ મહારાણી દેહ મનુષ્ય કેરો, પટકેછે પાહાણે; જન્મ મરણનું દુઃખ છે જબરૂં, ઉરમાં નવ આણેરે. માનને. ૩ આપ ન શોધે પર પરબોધે; જુક્તિ નવ જાણે; ગણપત કહે ગોવિંદ ભજનમાં, મુરખા મત તાણેરે. માનને. ૪

રાગ ગોડી.

## પદ ૧ લું.

ગોડી સમે ગીરધારી, તું ભજમન ગોડી સમે ગીરધારી. ટેક. જેનું નામ જપી વ્રજ જુવતી, શ્વાસોશ્વાસ સંભારી; તું ભજમન. ૧ પરમગતી રૂષીપત્નીઓ પામી એનું નામ ઉચ્ચારી; વાસવે સાત દીવસ કરી વૃષ્ટી, એથી રહ્યો પણ હારી. તું ભજમન. ૨ અતી વીષથી સઉગોપ ઉગાર્યા, ફણીધરને ફટકારી; ગણપત એ પ્રભુના ગુણ ગાને, અંતર મુરતી ઉતારી. તું ભજમન. ૩

## પદ ૨ જું.

ગોડીસમે ઘેર આવે, ગોપીનો વહાલો ગોડીસમે ઘેર આવે. ટેક. ગોધન ચારી વહાલો ઘેર પધારે, મધુરીસી મોરલી વજાવે. ગોપીનો વહાલો.૧ ગોપ સખાની મધ્યે ગોવિંદ, ગીત રસાળા ગાવે; અબળા વ્રજતણી સહુ આવી, પ્રેમના પુષ્પે વધાવે. ગોપીનો. ૨ નંદ જસોમતી આનંદ પામે, ભુધર મનમાં ભાવે; ગણપત એ ગોવિંદ ગુણ ગાતાં, જનમ મરણ મટી જાવે. ગોપીનો. ૩

## પદ ૩ જું.

સંધ્યા સમે શ્રી હરીને, સમર મન સંધ્યા સમે શ્રી હરીને. ટેક. સમરણ બખતર પહેરે શરીરે, ધીરજની ઢાલ ધરીને. સમર મન. ૧ સત સમશેર થકી કર છેદન, અંતરે ક્રોધ અરીને; ભાવ સ્વરૂપી ગ્રહી કર ભાલો, કુડને વધ કરીને. સમર મન. ૨ ગમ પકડી ચડયા જ્ઞાનને ઘોડે, ભક્તિનું સુર ભરીને; જીતવું છે ગણપત કહે ભવજળ તૃષ્ણાનું સૈન્ય તરીને. સમર મન. ૩

## પદ ૪ થું.

જીવન અંતર જામી, તું રટ રટ જીવન અંતર જામી. ટેક. સકળ સૃષ્ટી જેણે સરજાવી, ખેલ એનામાં નથી ખાંમી. તું રટ રટ જીવન. ૧ અધમ ઉધ્ધારણ નરક નીવારણ, સર્વ સીરોમણી સ્વામી; પતીત પારાયણ નામ નારાયણ, દુજો નહીં કોઇ દામી. તું રટ રટ જીવન. ૨ આ ભવજળથી પાર ઉતારે, ધેંગો છે અક્ષરધામી; ગણુપત એ પ્રભુના ગુણગાતાં, વેદના જાશ્યે વામી. તુ. રટ રટ જીવન. ૩

દાદરા.

## પદ ૧ લું.

ગરજ વિના ગુરૂ કરે, ન જ્ઞાન આવડે, ભાવ વિના ભક્તિ કરે; ભેદ ના જડે. ટેક. પ્રેમ વિના નેમ કોઇ, કાળેના પળે; અર્ક વિના રાતતણું, તિમિર ના ટળે. ગરજ. ૧ સિંધુ છીપ સ્વાતિ વિના, મોતી ના મળે; બોધ સોધ વિના કર્મ, બિજ ના બળે. ગરજ. ૨ મારી માળે ચઢાવ્યો તે, કામ શું કરે; નાવ વિના સિંધુ કેરૂ, નીર ના તરે. ગરજ. ૩ ગુરૂ ગણુપત કેરૂ, જ્ઞાન જો જડે; વાગતે નગારે તે, વિમાનમાં ચડે. ગરજ. ૪

## પદ ૨ જું.

ગુરૂ મળ્યાથી જ્ઞાન આવે, દુષ્ટતા ટળે; પાપ કોટી જન્મ કેરાં, પલકમાં બળે. ગુરૂ મળ્યાથી. ૧ પારસ પરશે લોહ કેરૂ, હેમ હોયછે; સદગુરૂ મળ્યાથી જીવ, શિવ થાય છે. ગુરૂમળ્યાથી. ૨ કલ્પ ઝાડ તળે બેઠે, કલ્પના ટળે; ચિંતામણી ચઢયો હાથ, માગે તે મળે. ગુરૂ મળ્યાથી. ૩ કામધેન ઘેરે મન કામના ધરે, અનુભવી આતમ કેરા દોષને હરે. ગુરૂમળ્યાથી. ૪ ગણુપત ગોવિંદ કેરી ભકિત ટેકની, રંગ પોત બેજ હોય કસર એકની. ગુરૂ મળ્યાથી. ૫

## પદ ૩ જું.

જો વિચારી જીવ તારી શી ગતી થશે, તજી જર જોરૂ જમીન અંતે એકલો જશે. જો વિચારી. ટેક. બેશી ઘોડાગાડીએ બજારમાં ફરો; પેટનું કર્યાના ભેગું ઠેઠનું કરો. જો વિચારી. ૧ કાલ્યની છે કોને ખબર આજનું કરો; જમનું જોર જબરૂ શીર દીલમાં ડરો. જો વિચારી. ૨ કોટી કલ્પથીજ સુખ દુઃખ ભોગવ્યું; માણી માયા તોહે મન તૃપ્ત ન થયું. જો વિચારી. ૩ વિષય વાસના તો દ્વાર નર્કનું ગણો; ગણુપત ગોવિંદજીને ભાવથી ભણો. જો વિચારી. ૪

## પદ ૪ થું.

જરૂર જાણી લેને જાવું જગતને તજી; ભ્રાંત તજી ભાવથી લે હરીને ભજી. જરૂર. ૧ આપણી કમાણી આપ હાથ વાવરો; પડી રહે પરાયા માણે એવું શું કરો. જરૂર. ૨ સંસાર સુખ સંપત્તિ તે જુઠી જાણીયે; વિચારને વિવેક-

થીજ માયા માણિયે. જરૂર. ૩ જસ નહિ જગતમાં તે મુવા માનવા; અમર નામ જેહનું તે અમર જાણવા. જરૂર. ૪ ગણપત ગોવિંદ કેરા ગુણ ગાયછે; હું મારૂં તજે તે માનવ મોક્ષ જાય છે. જરૂર. ૫

( પદ રાગ ધીરાના પદનો. )

## પદ ૧ લું.

જગતને વેર ભગતથીરે, અનાદીનું છે એવું; દુરીજન દુઃખ દેનારાંરે શાણાને સમજી લેવું. ટેક. બલ્લાં કુત્તાં ને બામણાં બેરાગાં, એક એક ઉપર દુઃખાય; હરિજનને દુરિજન દેખે તો, શેર લોહી સુકાય; પાપી ના પિછાનેરે નથી લેવું દેવું. જગતને. ૧ વેર ગમારને પંડીતુ સાથે, વેર સતીને છીનાળ; વેર ચોર શાહુકારને, વેર વૈષ્ણવને ચંડાળ; વેર છે વેહેલાનુંરે, અસુર સુરને કેવું, જગતને. ૨ ગામમાં ઘુમડીયા કે ગુણકા આવે, સામા જઇ કરે સનમાન; ચોરી જારી પાખંડી નરને, આપે અતીશે માન; અભાગીને એવુંરે, હરીનું નામ નવ લેવું. જગતને. ૩ જપ તપ તીરથ જાગ કરે, કે દાન દે કોઇ જન; જશ હીણના જાણ્યામાં આવે તો, ભાવે નહી ભોજન; ગણપત જ્ઞાની જનનેરે, પાપીથી પાછું રેહેવું. જગતને. ૪

## પદ ૨ જું.

સંતો ભાઇ સાકુટનોરે, કદી સંગ ના કરિયે; નર નારી જ્યાં નુઘરાંરે, ઠામ તેવે ના ઠરિયે. ટેક. જ્ઞાની રાવણ ઘણો હતો, જેણે વેદ ઉપર કર્યું ભાશ; પાપીને પાસે રાખ્યા તો, કુળનો કરાવ્યો નાશ; દુઃખ દુરીજનમાંરે પ્રેમે તેને પરહરિયે. સંતોભાઇ. ૧ વશીયા પાંડવ હસ્તિનાપુરમાં કુડમતિ કૈરવની પાસ; દુત આરંભીને દગો દીધો, સતિયા કાઢયા વનવાસ; સદાય શઠ તો એવારે, એથી દીલમાં ડરીયે. સંતોભાઇ, ૨ નળરાજા વનમાં નીકળ્યો, લાગી દીઠી લહાય; કરકોટક કર ઝાલીને કાઢયો, થયો કુરૂપો રાય; ઉગારવા એવાનેરે, ધીરજ ત્યાં ના ધરિયે. સંતોભાઇ. ૩ હંસ ઊંદર ને હેત થયું, વસાવ્યો નિજ વાસ; પળમાં પાંખો કાપી નાંખી, દુઃખ પામ્યો ખટમાસ; ગણપત ગોવિંદ ગાઇએરે, એવાથી અળગા થઇએ. સંતોભાઇ. ૪

## પદ ૩ જું.

વેમે હદ વાળીરે, વાતે સરવે વાહ્યા; સમજણ વિના સાકુટરે, કર્યા લોકે કાહ્યા. ટેક. એક જાદુગર એવો આવ્યો, ઉડાડિયા નવ તાડ; ખરી કરામત ક્ષત્રી કેરી, ભોંયમાં ઉતારે ઝાડ; માને ગપ માનવનાંરે, જુઠા માનો જગરાયા. વેમે હદ.૧ સાધી શીકોતર મેલડી મોટી, આપે દીકરા અપાર; હજારો વાંઝણી ફરતે દેખી, માને નરને નાર; પામર ન પીછાણેરે, મોટી હરીની માયા. વેમે હદ. ૨ શામળાજી ને લોટેશ્વરમાં, જાય ભુત તે ઠાર; ત્રણ વરસ લગી ટાંપાં ખાધાં, જઇ ધુણે નરને નાર; શું ગયું શું આવ્યુંરે, તોય ત્યાં જાય ધાયા.

વેમે હદ. ૩ ભુવા માત્ર ભીખ માગે, એતો માતાની મેહેર; વાઘરી સરવે વાડીયો વાવે, એઠું ખાય ઘેર ઘેર; એ માને અભાગીરે, ગણપત ગોવિંદ નવ ગાયા. વેમે હદ. ૪

## પદ ૪ થું.

ગપ્પાં મારે ગપ્પીરે, મુરખ માની લેછે; તપાસ નહીં તેનોરે, ખરાને ખોટું કહેછે. ટેક. કોને કહ્યું ને કોણે સાંભળ્યું, જોતા નથી એની જાત; બિલાડી ઉંટને લેઇ ચાલી, એતો સાચી વાત; વાત ન વિચારેરે, વેહેતા સાથે વેહે છે. ગપ્પાં મારે. ૧ સોયના નાકામાં ગજરાજ નીકળીયો, પુંછ રહ્યું અટકાઈ; સારા પુરૂષે શાસ્ત્રમાં લખ્યું છે, એતો જુઠું નહીં; પાપ શાં કર્યાં પુછેરે, એવું કોઈ પુછેછે. ગપ્પાં મારે. ૨ વાઘેણ વિયાણી તેને બકરી આવી, સાપેણને ઉંદર સાર; કીડીને કુંજર સાંપડીયો, તેનો કોઇ ન પામે પાર; જેવાં કર્મ જેનાંરે, રૂદે એવું રહે છે. ગપ્પાં મારે. ૩ જૈન મતમાં અદકું છે આવું, એતો મોટી ભુલ; સાગરોપમ પલ્લોપમના આયુષ્ય લખ્યા છે, એતો આને સમતુલ; ગણપત ગુરૂ જ્ઞાનીરે, શાણા કોઇ સોધેછે. ગપ્પાં. મારે. ૪

## પદ ૫ મું.

ભાઇઓ શીદ ભમોછોરે, કહું એક વાત ખરી; જગકરતાને જાણોરે, નાવો ગર્ભવાસ ફરી. ટેક. એકવીસમા બ્રહ્માંડમાં વસે અવિનાશી, તેનું તેજ અપાર; તે કોઇના કળ્યામાં ન આવે, એવો ભવ ભરતાર; ભોમા પુરૂષ રહ્યો છેરે, ભોમાં વૈકુંઠ હરી. ભાઇઓ. ૧ એ જાણવાનો ઉપાય છે એવો, તૃષ્ણા ક્ષય જો થાય; મનની વૃત્તિ વિરામ પામે તો, અકળ રૂપ ઓળખાય; ઘટ ઘટ માંહી વ્યાપ્યોરે, પ્રતિબિંબ રૂપે હરી. ભાઇઓ. ૨ એ પ્રતિબિંબ આતમમાં દેખો, તો આપે થાય પ્રકાશ; જોગ જુગતીયે જાણશો, જો રાખો વિશ્વાસ; દેદાર દાહાડી દેખોરે, હરદમ ધ્યાન ધરી. ભાઇઓ. ૩ અગણિત કોટી ઇંડ ઉપજાવે, એતો આપ આધાર; દેવ દાનવ માનવીનો, એ તો છે કીરતાર; કહે ગણપત ગોવિંદનેરે, વિવેકથી લ્યોને વરી. ભાઇઓ. ૪

## પદ ૬ ઠું.

પ્રશ્ન એક પુછુંરે, પ્રેમે કહેજો પુરાણી; જગ કર્યું જગદીશેરે, એની કેઇ એધાણી. ટેક. ઇંડ ઉપજાવતાં પહેલું શું ઉપજ્યું, કેડે શું કહેવાય; તનમાં પહેલું તે શું બનિયું, પાછળથી શું થાય; શોધ કરીને શાણારે, વિચારીને વદો વાણી. પ્રશ્ન. ૧ ઉડગણમાં આદિ કોણ કરીયો, તત્વમાં પહેલું તે વાર; દીન રજનીમાં આદિ શું કહીયે, પહેલો નર કે નાર; ભ્રાંત ભાગો તેનીરે, સંતો સાચું જાણી. પ્રશ્ન. ૨ પિંડમાં પાછળથી શું આવે, પંડ પડે શું પળાય; જીવ ને દેહ જુદાં પડે ત્યારે, કાળ આવી શું ખાય; મહા પ્રલ્લેની માંહીરે, કયાં રહે એ પ્રાણી. પ્રશ્ન. ૩ બ્રહ્મકલ્પ ને પદ્મકલ્પ આદિ, એનું કહોને જ્ઞાન;

સાતમો કલ્પ વરાહ ચાલે છે, એનું બતાવોને ધ્યાન; ગણપત ગુરૂગમથીરે, અગમ ઉરમાં આણી. પ્રશ્ન. ૪

## પદ ૭ મું.

અદ્વૈતના ઉપાસીરે, અરજ ઉરમાં ધરજો; પ્રશ્ન પુછું પ્રેમેરે એનો તો ઉત્તર કરજો. ટેક. કરતા કેરૂં રૂપ છે કેવું, ઇંડ સ્વરૂપ શું હોય; ઈંડિમાંહી કોણ વસે છે, ઇંડ પાર કહો કોય; એનો ભેદ બતાવીરે, જ્ઞાનમાં ગતિ કરજો. અદ્વૈત. ૧ અવનિનો અવતાર છે કેવો, નાદબુંદનો જોગ; નિરાકાર તે કોને કહીયે, જીવ ઇશ્વરનો ભોગ; કોણ પાપ પુન્ય કરનારોરે, એને અનુસરજો. અદ્વૈત. ૨ આવાગમન કોણ ફરે છે, પંડિતે કોણ પુરાણ; પંડ થકી બ્રહ્માંડ કીયું, વેદના વાદની વાણ; જરા મરણ કાળ કીયોરે, એથી અળગા ફરજો. અદ્વૈત. ૩ ઓંતિ ઓંકારજ કોને કહીયે, મુક્તિનું કીયું દ્વાર; ગુરૂ ચેલાનો ભેદ છે કેવો, કીયા બ્રહ્માંડે વસે કિરતાર; ગણપત ગુરૂ જ્ઞાનીરે, આગમ વાત ઉચરજો. અદ્વૈત. ૪

## પદ ૮ મું.

શોધ કરો શ્રષ્ટિનોરે, પુરા કોઇ પુરાણી; અકળ માપ ઇશ્વરનુંરે, વિચારીને વદો વાણી. ટેક. પ્રકૃતિ પુરૂષથી પ્રધાન પુરૂષ થયો, તેણી મહતત્વ કહેવાય; તેથી અહંકાર ત્રણે કહાવે, આકાશ ઉત્પન્ન થાય; વાયુ વસુધા વન્હિરે, પાંચમું છે પાણી. શોધ કરો. ૧ આકાશ કેટલા જોજન ઊંચું, લાંબુ પોહોળું કહેવાય; વાયુમાં બળ કેટલું કહાવે, પાણીનું તોલ બંધાય; પડ કેટલું પૃથ્વીનુંરે, વજન જાડું જાણી. શોધ કરો. ૨ નવ લાખ તારામાં નર કેટલા, કેટલી તેમાં નાર; અમર કેટલા ને નાશ કોણ છે, કેટલા છે બ્રહ્મચાર; તેનો ભેદ બતાવોરે, ઉરમાં ઉલટ આણી. શોધ કરો. ૩ સકળ બ્રહ્માંડમાં ભાર છે કેટલો, તેનો કરો વિચાર; ધ્રુવને આધારે છે આ ધરણી, ધ્રુવને કોનો આધાર; ગણપત ગોતી કાઢોરે, જ્ઞાની કોઇ ગુણ ખાણી. શોધ કરો. ૪

## પદ ૧ લું.

રાગ ભજન.

જુના ધરમ લ્યો જાણી, મારા સંતો; જુના ધરમ લ્યો જાણી હેજી. ટેક. નદી કિનારે કોઇ નર ઉભો, તૃષા નહિ સમાણી હેજી; કાં તો આળસુ અંગ એહનું, સરિતા ખરે સુકાણી. મારા સંતો. ૧ કલ્પતરૂ તળે કોઇ જન બેઠો, ક્ષુધા ખુબ પિડાણી હેજી; નહિ કલ્પ એ બાવળિયો કે, ભાગ્યરેખ ભેળાણી. મારા સંતો. ૨ સદગુરૂ સેવે શિષ્ય નવ સુધર્યો, વિમળ મળી નહિ વાણી હેજી; કાં ગુરૂજી છે જ્ઞાન વિનાના, કાં પામર એ પ્રાણી. મારા સંતો. ૩ ભક્તિ કરતાં ભય દુઃખ આવે, ધીરજ નવ ધરાણી હેજી; કાં સમજણ તો રહી છે છેટે, નહિ નામ નિરવાણી. મારા સંતો. ૪ ચિંતામણી મળી પણ તોહે, ચિંતા નવ હોલાણી હેજી; નહિ ચિંતામણી નક્કી એ પથરો, વસ્તુ નવ ઓળખાણી. મારા

સંતો. ૫ મળ્યું ધન તોએ મોજ ન માણી, કહું કરમની કહાણી હેજી; કાંતો ભાગ્ય બીજાનું ભળીયું, કાંતો ખોટી કમાણી. મારા સંતો. ૬ અમૃત મળ્યું પણ અમર થયો નહિ, પીવાની જુક્તિ ન જાણી હેજી; કાંતો ઘટમાં ગયું નહિ કે, પીવામાં આવ્યું પાણી. મારા સંતો. ૭ ધર્મ કર્મને ભક્તિ જાણે, ભેદ વિના ધુળધાણી હેજી; કહે ગણપત સમજી લ્યો સંતો, પુરી પ્રિત પ્રમાણી. મારા૦ ૮

## પદ ૨ જું.

રૂદિયે હિંમત ધરો મારા હરિજન, રૂદિયે હિંમત ધરીયે હેજી; ટેક. જાયું તે તો જરૂર જવાનું, વિઠ્ઠલવરને વરીયે હેજી; શિર સાટે સદગુરૂ મળે તો, પાછી પુંઠ નવ કરીયે. હરિ. ૧ હરિ ભજવામાં હિંમત રાખો, દુરિજનથી નવ ડરીયે હેજી; મહા પંથનો મારગ મેલી, અવર ઠામ નવ ઠરીયે. હરિજન. ૨ સ્મરણ કરીયે સોહંરામનું, વેદ વચન ઉચ્ચરીયે હેજી; ભક્તિ ભાવથી ભવ-દુઃખ ભાગે, ભવસાગરને તરીયે. હરિજન. ૩ કામ ક્રોધ ને મમતા માયા, એને નવ અનુસરીયે હેજી; જાપ અજંપા જુગતિયે જપીયે, ધ્યાન ધણીનું ધરીયે. હરિજન. ૪ અમૃતરસ અખંડ સ્વામીનો, ભેદ જાણીને ભરીયે હેજી; સદા બ્રહ્મ ભરપુર ભર્યો છે, અનુભવને આદરીયે. હરિજન. ૫ કાચા કુંભ સરખી કાયા, જાતાં વાર ન જરીયે હેજી; ગોવિંદના ગુણલા ગાતાં, ભવજળ પાર ઉતરીયે. હરિજન. ૬ મનુષ્યા જનમ મળ્યો છે મોંઘો, ફંદમાંહી નવ ફરીયે હેજી; નાભીકમળથી ચાલી સુરતા, શ્વાસોશ્વાસે સમરીયે. હરિજન. ૭ સાચો સંત સમાગમ કરીયે, વાણી વિમળ ઉચરીયે હેજી; કહે ગણપત સદગુરૂને સેવો, પંથ બીજા પરહરીયે. હરિજન. ૮

## પદ ૩ જું.

અગમ પંથ નિરવાણી મારા સંતો, અગમ પંથ નિરવાણી હેજી. ટેક. એક થકી અનેક બન્યા ભાઈ, સહુ પશુ પંખી ને પ્રાણી હેજી; કર્મ સાંખ્ય બે યોગ કહાવ્યા, વેદ ધરમ પરમાણી. મારા સંતો અગમ. ૧ પતિવ્રતા જેમ પતિ તજીને, પર પુરૂષ લે જાણી હેજી; જાર ધરમ એ જીવનો જાણો, પડે ચોરાશી ખાંણી. મારા સંતો. ૨ એક ગુરૂને એકજ ઇશ્વર, એક નામ નિશાની હેજી; એક ટેકને આપજ ધારે, સત ભક્તિ સમરાણી. મારા સંતો. ૩ પેચ પરાની પાર પ્રભુનો, વિરલે વાતો જાણી હોજી; અજર અમર રસ કોઈ જન જીરવે, મરજીવા લે માણી. મારા સંતો. ૪ સગુણ નિરગુણથી તો ન્યારો, ગુણાતિત ગુણખાણી હેજી; જે વસ્તુ જેનાથી ઉપજે, તે તો તેમાં સમાણી. મારા સંતો. ૫ કોટી કલ્પથી જનમ મરણ છે, ઉર ભક્તિ નવ આણી હેજી; ગુરૂગમ વિના ગોથાં ખાધાં, મુવો મતને તાણી. મારા સંતો. ૬ જળ હળ જ્યોતિ નિરંતર ઝળકે, સુરતા ત્યાં ઠેરાણી હેજી; મુળાધારથી બ્રહ્મરંધ્રમાં, પીએ ચઢીને પાણી. મારા સંતો. ૭ અકળ સકળ ઘટ વ્યાપક સંતો, પરખો પુરૂષ પુરાણી હેજી; કહે ગણપત સદગુરૂની સેવા, અખંડ ઉરમાં આણી. મારા સંતો. ૮

## પદ ૪ થું.

નમીયા સો નર ભારી, મારા સંતો નમીયા સો નર ભારી હેજી. ટેક. પાંડવ સત ધર્મને પાળે, કૌરવ થયા દુઃખકારી હેજી; દગો કરીને દ્યુત રમાડયા, હરામી બેઠા હારી. મારા સંતો. ૧ હરિશ્ચંદ્ર હેરાન થયા પણ, ધીરજ ઉરમાં ધારી હેજી; સતીચાયે તો સત નવ મેલ્યું, મળીયા દેવ મોરારી. મારા સંતો. ૨ જનકવિદેહી જુગમાં દેખો, વૈરાગને જાઉ વારી હેજી; એક હાથ તરિયા તન ઉપર, બીજે અગની ઝારી. મારા સંતો. ૩ બળિરાય સરખો નહીં કોઇ બળિયો, બળને જાઉ બલિહારી હેજી; તન મન ધન અરપણ કરી દીધું, સત રાખ્યું સંભારી. મારા સંતો. ૪ અમરિખે ભકિત અતિ આદરી, દાસી દાસ નર નારી હેજી; શિરને સાટે સેવા કીધી, ભેટયા ત્યાં ભય હારી. મારા સંતો. ૫ સુરધ્વજરાય મહા સતવાદી, દયા દિલ ઉતારી હેજી; તન તરીયાચે સુસ્તક વેહેર્યું, પરખો પર ઉપગારી. મારા સંતો. ૬ રતિ દેવની રીત રૂપાળી, મનને નાખ્યું મારી હેજી; ઉપોષણ અડતાળી દીનનાં, તોહે ન ટેક વિસારી. મારા સંતો. ૭ લઘુતાઇ છે સહુથી મોટી, જુવો વેદ વિચારી હેજી; ગુરૂ ગણપત ગોવિંદને ગાવા, પ્રગટ કહું પોકારી. મારા સંતો. ૮

## પદ ૫ મું.

ગગન ઘટા લ્યો ગોતી.મારા સંતો; ગગન ઘટા લ્યો ગોતી હેજી. ટેક. અરધ ઉર્ધકા ઘાટકે અંદર, ત્યાં નાહાતી ત્યાં ધોતી હેજી; તરવેણી ટંકશાળ પડે જ્યાં, જળ હળ ઝળકે જ્યોતી. મારા સંતો ગગન. ૧ પાળ વિના જ્યાં પાણી ભરિયાં, સરિતા મળી સમોતી હેજી; અમૃતધારા અખંડ ચાલે, ઝરમર વરસે મોતી. મારા સંતો ગગન. ૨ શુન્ય શિખર ગઢ શોભા સારી, અરક વીના ઉદ્યોગી હેજી; વણ મુખ બ્રહ્મા વેદ ભણે જ્યાં, નહી પુસ્તક કે પોથી. મારા સંતો ગગન. ૩ વણ વાવ્યે ફુલી ફુલવાડી, જાઈ જુઇ જુવતી જોતી હેજી; એ વાડીમાં અખંડ સ્વામી, નીરખી મનમાં મોહોતી. મારા સંતો ગગન. ૪ ગગન ગફામાં ચલી ગરજના, હરદં ધુની હોતી હેજી; કહે ગણપત વિરલા જન જાણે, પરમ પદમાં રેહેતી. મારા સંતો ગગન. ૫

## પદ ૬ ઠું.

મરજીવા રસ માણે, મારા સંતો મરજીવા રસ માણે હેજી. ટેક. કઠણ દુધછે વાઘણ કેરૂ, પીવા ઇચ્છા આણે હેજી; નિજ બાળક વિણ કોઇ જન ચાહે પ્રાણ તજે તે ટાણે. મારા સંતો મરજીવા. ૧ મહારોગ છે જેના મનમાં, ભુખ્યો રહે ભરે ભાણે હેજી; અમર અજર રસ કેરાં સુખ તો, વિરલા વાતો જાણે. મારા સંતો મરજીવા. ૨ ગુરૂગમ વિના ગોથાં ખાશો, પટકે પારસ પાહાણે હેજી; હરી હીરો હરદામાં રાખો, જેને વેદ વખાણે. મારા સંતો મરજીવા. ૩ જનમ મરણનું દુઃખ છે જબરૂ, પુરવનું પુન્ય પ્રમાણે હેજી; સાકુટ નુધરા તે

શું સમજે, મુરખા મતને તાણે. મારા સંતો મરજીવા. ૪ શીર સાટે સતગુરૂને સેવો, પામે પદ નિરવાણે હેજી; ગણુપત ગુરૂ ગમ જે જન જાણે, આગળની ઓળખાણે. મારા સંતો મરજીવા. ૫

## પદ ૭ મું.

ક્ષમા ખડગ કર ધારો, મારા સંતો ક્ષમા ખડગ કર ધારો હેજી; ટેક. સત સમશેર ને બાનુ બરછી જ્ઞાન ઘોડો શણગારો હેજી; લક્ષ લગામને પ્રેમ પલાણ ચિતનો ચાબુક મારો. મારા સંતો ક્ષમા. ૧ ધિરજની ઢાલ ભજનનો ભાલો, સતનો બખ્તર સારો હેજી; કાયા નગરમાં મન મેવાશી વેગેથી વિડારો. મારા સંતો ક્ષમા. ૨ કામ ક્રોધ ને મોહ મુમત એ, વેરી તમારા વારો હેજી; જો જીત્યા તો જગ જશ પામો હારો તો નરક સધારો. મારા સંતો ક્ષમા ૩ વિચારમાં આયુષ્ય વહીજાશે, જુગ એનો શો ઉધારો હેજી; જુગ જેવી પળ એક જાય છે ગુરૂ જ્ઞાન વિચારો. મારા સંતો ક્ષમા. ૪ આ ભવમાંહી આતમ આવ્યો, એને તો ઉગારો હેજી; ગણુપત કહે ગોવિંદ ભજો તો, આવે દુખનો આરો. મારા સંતો ક્ષમા. ૫

# અથ ષટ્ ચક્રની લાવણી પ્રારંભ.

( પદ રાગ લાવણી. )

## પદ ૧ લું.

પ્રથમ ચક્ર આધાર પીછાનો, ગુદાસ્થાન ઉનકા કહાવે; રક્ત બરન ગણુપતિ દેવતા, સીધી શકિત સોહાવે. ૧ કમ ઋષીને મુષક વાહન, અપાન વાયુ વાં રહેતા; ઉરમિ કળા સાલોકય મોક્ષતા, સંકોચન મુળ બંધ હતા. ૨ ચતુર્દળને ચતુર માત્રા, વંસંશંષંહે વરના, આનંદ યેગાનંદ કહાવે, અજંપા જપ ઉનકા કરના. ૩ છસેં તેર મંત્ર સોહાવે, એસા ધ્યાન ધરે કોઇ; ગણુપત ગણુપતિ દેવકું દેખે, સદા સુખમેં રહે સોઇ.

## પદ ૨ જું.

દ્વિતિય સ્વાધિષ્ટાન કહાવે, લિંગ સ્થાન ઉનકા બાસા; પિત બરનને રજોગુણ હે, અકાર માત્રા હે ખાસા. ૧ બ્રહ્મ ઉસકા દેવ ભનિ જે, સાવિત્રી શકતી શાતા; વરૂન રસી કામાગ્રી કહેતા, ઉદાન વાયુ વાં રહેતા. ૨ સ્થુળ દેહ જાગ્રત અવસ્થા, વૈખરી વાચા હે સાચી: રઘુવેદ ને લીંગ ભુમીકા, સાયુજ્ય મોક્ષ વદો વાચી. ૩ હંસા વાહન ખટ દલબરના, બંભંમંયંરં લંકા; ખટ હજાર સત બત્તિસ મંત્ર, ગણુપત ઉસમે નહિ શંકા. ૪

## પદ ૩ જું.

તૃતિય ચક્ર તો મણિપુરકા, નાભિસ્થાનકમે રહેના; કપીલ બરના ઉકાર માત્રા, સત્વ ગુણુ ઉસકા કહેના. ૧ વીષ્ણુ દેવતા લક્ષ્મી શકતી, ગરૂડ વાહન ગુણુ લેના; વાયુ રશી સમાન વાયુ હે, લિંગ દેહ ઉસકુ કહેના. ૨ સ્વપ્નાવસ્થા મધ્યમ વાચા, યજુર્વેદ અધ્યાન ખરા; સ્થીતિ ભોગી સ્વ સ્વરૂપ મોક્ષતા, દસ દલકુ તું દેખખરા; સ્થીતિ ઠં ડં ઢં ણં તં થં દં ધં કું, નં પં ફં કું ફિર પેખો; ખટ હજાર શત બત્તિસ મંત્ર, ગણુપત વાકું ગુણુ દેખો. ૪

## પદ ૪ થું.

ચોથા ચક્ર અનાહત જાનો, શામ બરન ઉનકા કહાવે; તમોગુણુને મકાર માત્રા, શીવ દેવતા સોહાવે. ૧ ઉમા શક્તિ હિરણ્યગરભહે, પ્રાણુ વ્યાન વાહન કહેતા; સુવોપતિ પંશ્યંતિ વાચા, શામ વેદકા સુખ લેતા. ૨ સત્વાપતિ ભોમિકા સેહેલી, દ્વાદશ દલમે દરસાવે, કં ખં ગં ઘં ડં છં, જં ઞં ટં ઠં સોહાવે. ૩ ખટ હજાર છાસેટ મંત્ર ત્યાં, જપ લેના મેરે ભાઇ; ગણુપત ખોજ કરો ઘટ માંહિ, ગુરૂને ગરૂગમ બતલાઈ. ૪

## પદ ૫ મું.

પંચમ પદ્મ બિસુદ્ધી પરખો, કંઠ સ્થાન કહો સારા; ધુમ્ર બરનને જીવો દેવતા, અવિદ્યા શક્તિ સો દારા. ૧ રૂપિ વિરાટ ને વાયુ વાહન, ઉદાન વાયુકું જાના; મહા કારણુ દેહ ઉનકા, તુરિયાવસ્થામેં રહેના. ૨ અથરવેદને પરાહે વાચા, સોલ બરન ઉસકા સચ્ચા; અં આં ઇ ઈ ઉં ઊં રૂ રૂં લૃ લૃં. સો નહિ હે કુચ્ચા. ૩ એ ઐ ઓ ઔ અં અઃ તો, ગણુપત સબ ગુરૂ કે જ્ઞાના; ખટ હજાર છાસેટ મંત્રકા, વાંહિ ધરલેના ધ્યાના. ૪

## પદ ૬ ઠું.

જ્ઞાન ચક્ર છઠા હે જ્ઞાની, ત્રિકુટી સ્થાન બાદલ બરના; અગ્નિ દેવતા સુષુમણા શકતી, હંસ રસીકા હે સરના. ૧ ચૈતન વાહન જ્ઞાન દેહ, વિજ્ઞાન અવસ્થા ઉર અગ્નિ; અનુપમા વાચાકી બાની, સુક્ષમ બેદલહો જાની. ૨ અરધ માત્રા દ્વીદલ બરના, હંક્ષં અક્ષર કુ બોલો; એક હજાર છાસેટ જપ ત્યાંહી, અપને દિલ માંહી ખોલો. ૪ આસન બાંધી સુરતા સાંધી, જાપ અજપાકા કરના; ગણુપત ગુરૂને જ્ઞાન બતાયા, ઓહી ધ્યાન નીશદીન ધરના. ૪

## પદ ૭ મું.

બ્રહ્મરંધ્રકા ભેદકું દેખો, મુર્ધની સ્થાનક કે માંહી; અહંબ્રહ્મ બોલો દીલ ભીતર, બ્રહ્મ દેહ દરસે ત્યાંહીં. ૧ સુષોપતી અવસ્થા સારી, એક હજાર ત્યાં દલ દરસે; ગુરૂ દેવતા ચૈતન શકતી, પરમ જયોતિકુંવાં પરસે. ૨ સાક્ષી સર્વાત્મા હે જીનકા, તુર્યાવસ્થા યાં દેખો; સગુણાતિત ચૈતન આત્મા, સબી

બરન સરખા પેખો. ૩ સ્થીતી અવસ્થા પરહે વાચા, સોહં રામ રમે જ્યાંહી; અનુપમા સ્થાનક આનંદી, ગણપત ગોપ રહ્યા આંહી. ૪

( રાગ ધોળ અનીરૂધજીની ઘોડલી એ રાગ. )

## પદ ૧ લું.

જે જે અકળગતી અવીનાશ, આરાધુછું આપને; મારા ઉરમાં તમારો આધાર, જપું તારા જાપને. ટેક. દેવ દાનવ ને માનવીરે, કોઈ ન પામે પાર; બ્રહ્મા ભેદ લહે નહીંરે, ત્યારે બીજાના શા ભાર. જપું. ૧ પીંડ બ્રહ્માંડ પેંદા કર્યુંરે, જુકતી એની જણાય; કયાંથી આવ્યું ને કયાં જશેરે, તેની કીંમત કોઇથી ન થાય. જપું. ૨ ઉડગણ અદકા શોભતારે, આકાશ માંહી અપાર; સોમ સુરજ સંસારમાંરે, એ ઉગ્યાથીજ ટળે અંધકાર. જપું. ૩ પૃથ્વી પાણી પવન કીધાં, અગની ને આકાશ; જડ ચૈતન છે જેટલારે, તેમાં વિશ્વપતી તવ વાસ. જપું. ૪ અદભુત સામ્રથ આપમાંરે, વેદ કહે છે વીચાર; ભાવી ભક્ત જે તમ તણારે, તે સમઝે તમારો સાર. જપું. ૫ પવન રૂપી દોરીયેરે, પકડયો છે સંસાર; પલકમાં પેંદા કરોરે, વળી ક્ષણમાં કરો સંહાર. જપું. ૬ અગણીત ઇંડ ઉપજાવીયાંરે, બાંધી રીત રસાળ; ગણપત ગોવિંદ ઘટ વીશેરે, તેને કોપી શકે નહીં કાળ. જપું. ૭

## પદ ૨ જું.

પ્રથમ પુજું મારા સદ્‍ગુરૂ દેવ, અખંડને આરાધવા; ખોળી જોયાં પીંડ બ્રહ્માંડ; સોહંગને સાધવા. ટેક. ઓહં ઉઠે સોહં બેસે, શુન્યમાંહી સમાય; એકવીસ હજાર છસેં ઉપડેરે, પ્રવાહીકને મળી પાછા જાય. અખંડ. ૧ એક ચૈતન અખંડનુરે, ભરી રહ્યું ભરપુર; જીવ ઇશ્વર કુટસ્થ બ્રહ્મનુંરે, એ ચારેનું એકજ નુર. અખંડને. ૨ નવ સોહંના ઉપરીરે, દશમો સોહં સાર; કુલાંટ ચક્રને ભેદીનેરે, નિજ રૂપનો કરજો વિચાર. અખંડને. ૩ પરા પશ્યંતિ મધ્ય માંરે; વૈખરી જે કહેવાય, અનુપમા આવી મળેરે ત્યારે આતમરૂપ ઓળખાય. અખંડને. ૪ ભુચરી ખેચરી અગોચરીરે, ચાચરી જેનું નામ; ઉનમુનીએ દરસે ખરોરે, આદી કરતા કેરો ઠામ. અખંડને. પદ્માસન વાળીનેરે પ્રવણ રૂપે થાય; નીર્વિકલ્પના નિશાનમાંરે, સંકલ્પ વિકલ્પનોરે લય થાય. અખંડને. ૬ કૈવલ્ય મુક્તિ પામીયેરે, અરૂપમાં રૂપ સમાય; કહે ગણપત ગુરૂગમ મળેરે, ત્યારે કારજ સીદ્ધી થાય. અખંડને. ૭

## પદ ૩ જું.

કોઇ હોયે હરિનારે જન, ધરમ પાળો ધરણીમાં; સેવે સદગુરૂદેવ સદાય, કસર નહી કરણીમાં. ટેક. મદ્ય માટીને ચોરી ચાડી, સુર નિંદા પરનાર, પહેલાં છને પરહરોરે, દેવ ઉઘાડી દે દ્વાર. ધરમ. ૧ શમદમ ઉપર તિતીક્ષા, શ્રદ્ધાને સમાધાન; એવા ગુણ આવે ઉર વીષેરે, તો મોહન આપે માન. ધરમ.૨

નિત્ય નૈગીત દીન આકૃતી; આત્યંતીક કહેવાય; પાંચ પલ્લેને વીચારીનેરે, તમે રટજો શ્રી રઘુરાય. ધરમ. ૩ કુળશીળ ધન રૂપને જોબન, વીદ્યા તપને રાજ; એ મદ મટે માંહેથીરે, તો કરતા કરશે કાજ. ધરમ.૪ વીવેક વૈરાગ્ય ખટ સંપતીરે, મુમુક્ષતા કહેવાય; જીવન મુકતી જાણીયેરે, જેની તૃષ્ણા તુટી જાય. ધરમ. ૫ નીત્ય નૈમીત કામ્ય પ્રાશ્ચીત, નીસીધ જે કહેવાય; કર્મ સમરપે બ્રહ્મનેરે, તો જીવ મટી શીવ થાય. ધરમ. ૬ જાગ્રત સ્વપ્ન સુષોપ્તી ત્યાગી, સોહંમાંહી સમાય; ગણુપત ગોવિંદ રૂપ થયોરે, તેને પરમાનંદ સુખ થાય. ધરમ.

## પદ ૪ થું.

દીસે પોતે પોતાનો પ્રકાશ, ઓળખો જો આતમા; જેનો પરમ શુન્યમાં વાસ, એતો પરમાતમા. ટેક. દીવો દીસે દીવા વડેરે, સુરજે સુરજ પ્રકાશ; હીરોતેજ હીરા તણેરે, તારા દરસે તારાને આભાસ. ઓળખજો. ૧ આતમજ્ઞાને આતમારે, હરીજ્ઞાને હરી દેખાય; મળ ઠામને જો મળેરે, ત્યારે ઠેકાણુ ઠરીને બેસાય. ઓળખજો. ૨ એક બીજમાં એક વડરે, વડમાં બીજ અનેક; એમ જ્ઞાનીને સમઝાવારે, સદગુરૂયે કરીયો વીવેક. ઓળખજો. ૩ નામ ત્રણુ રૂપ એકછેરે, સમજો તેનો સાર; એક થકો અનેક છેરે, તેનો વિમળ કરજો વીચાર. ઓળખજો. ૪ મનુષ્ય બુદ્ધીયે માનવીરે, દેવે દેવ દેખાય; ઇશ્વરબુદ્ધી આવે અંતરેરે, ત્યારે અખંડ રૂપ ઓળખાય. ઓળખજો. ૫ એક આદી ઓંકારથીરે, બનીયા અંક અપાર; સતપંડીત તેને સાધીનેરે, રાખે એક ઓહંકારરે. ઓળખજો. ૬ તે માટે તનમાંહી તપાશી, કરજો તત્વ વિચાર; કહે ગણુપત ગુરૂગમ મળેરે, તો પામે ભવનો પાર. ઓળખજો. ૭

( રાગ ધોળ–પ્રથમ ગુરૂને ગોવિંદ કરી જાણો–એ રાગ )

## પદ ૧ લું.

નીગમ નિરંતર નેતીરે કેહેછે, જીવ માયા થકી જુદોરે રહેછે; જેવું કરમ તેમાં તેવો વસેછે, તો અગમ પુરૂષની અગમ ગતીરે. ૧ પીંડ બ્રહ્માંડનો પુરણુ પ્રકાશી, જળચર સ્થળચર જંતુનો વાશી; અખંડ અનાદ્ય એ તો અવીનાશી, તો કહેવાય કેમ કોની વતીરે. ૨ ગુરૂ ગમ વીના તો ગોત્યો ન લાધે, પ્રેમથકી કોઇ પ્રેમી આરાધે; સાધન સઘળાં સેજમાં સાધે, તો અનુભવ જ્યારે આવી મળેરે. ૩ મહાશુરવીર કોઇ અમીરસ માણે, વંકનાળ કેરી વાટયોરે જાણે; બ્રહ્મરંધ્રના ભેદ પ્રમાણે, તો દેખતાં દિપ કોટિ બળેરે. ૪ પીયુશગંગામાં પ્રેમથી નાહાવે, પીયે અમ્રત તેને પાણી ન ભાવે; જાત્ય જોઇ જીવનો શિવ થાવે, તો અમર થયો નવ આથમેરે. ૫ ભેદુ વિના કોણ ભેદજ ભાગે, જળહળ જ્યોત્ય નિરંતર જાગે; સંત શુરતણાં શર આવી વાગે, તો ગણુપતરામને તે ગમેરે. ૬

## પદ ૨ જું.

આજ આનંદ મારા ઉરમાંરે આવ્યો, શુન્ય દેશ સદગુરૂજી બતાવ્યો; આપમાં અલક્ષ પુરૂષ ઓળખાવ્યો, તો ભરપુર સકળ બ્રહ્માંડમાંરે. ૧ જાપ

અજંપાનો જપીયોરે જ્યારે, તનના તે તાપ બુઝાણારે ત્યારે; અનુભવ સુરજ ઉગ્યો એ વારે, તો પેખીને જોયું પિંડમાંરે. ૨ ગગન ગફામાં થઇ ધુન્ય ઘેરી, અર્ણુવ પ્રવણુ કેરી ચાલીરે લેહેરી; પચીશ પાપી થયા વશ વેહેરી, તો ઓળખીયો નિજ આતમારે. ૩ તન મન કેરી તો તૃષ્ણારે ત્યાગી, પંચ વિષય થકી થયો અનુરાગી; નિર્ભય નાદની નોબત વાગી, તો પોતે દેખ્યો પરમાતમારે. ૪ ભ્રાન્તિનો ભેદ ગયો સહુ ભાગી, વિરહાક અનહદમાંરે વાગી; લક્ષ હરિમાં રહ્યા નિત્ય લાગી, તો આપ ભળ્યો જઇ આપમાં રે. ૫ બ્રહ્મ અગ્નિમાં જેણે બીજ બાળ્યાં, હરદમ તાર ઉઘડીયાંછે તાળાં; ગણુપતરામ જળ્યાં મોહ જાળાં, તો નાવે માયાના પાપમાંરે. ૬

## પદ ૩ જું.

હરી ગુરૂ સંત એકે રૂપે જાણો, એક પલકમાં અંતર નવ આણો; મહાપદમાંહી મહા સુખ માણો, તો સમજો ગુરૂજીની સાનમાંરે. ૧ પોતાની મેળે તરે કોઇ પ્રાણી, વિચારીને જુઓ વેદની વાણી; ગુરૂગમ વિના થયા ધુળધાણી તો ધારીને દેખજ્યો ધ્યાનમાંરે. ૨ મહા બળ દિસે હરીનીરે માયા, સકળ બ્રહ્માંડમાં સરખીરે છાયા; દેવ દાનવને મોહ્યા મુનિરાયા, તો ઉગરનારાજ ઉગરેરે. ૩ જીવ માયાને જુદાં કરી આપે, ક્રોટી જનમ કેરાં કુકર્મ કાપે; અમર કરીને અલેપદ આપે, તો સદગુરૂ વિના ન સુધરેરે. ૪ પોતે પોતાને જો નવ જાણે, પરમ પુરૂષને તે શું પરમાણે; કામ ક્રોધ કેરો અંત ન આણે, તો ખળશે ચોરાશીની ખાણ્યમાંરે. ૫ કારજ તારૂં તું કરવાને, વિશ્વપતિજીને જો વરવાને; ગણુપત ગુરૂજી વિના તરવાને, તો જીવડા આશા નવ જાણુમાંરે. ૬

## પદ ૪ થું.

શુદ્ધ જગ્યા કરી સુરતાને સાંધો, આસન પદ્મા કરી પગ બાંધો; કામ ક્રોધ કેરો ટાળીયે વાંધો તો, નાસાગ્ર દ્રષ્ટીને દેખીયેરે. ૧ એકઠા પ્રાણુ અપાનને કીજે, વ્યાન ઉદાન સમાનને લીજે; દેહ આત્મા થકી જુદો ગણી જે, તો અહંબ્રહ્મ એમ ઉચારીયેરે. ૨ નેત્ર મિંચી નિરમાન કરી જે, પ્રગટ અજપાનો જાપ જપી જે; વંકનાળ કેરી વાટ વળી જે, તો દેવ રૂદેમાંહી દેખીયેરે. ૩ સહસ્ર પાંખડી તો સુર્ય આકારે, તે મધ્યે ચોતરો મણિમય ધારે; મુરતી મનોહર ચિન્હ અઢારે, તો ધ્યાન કરીને ધારીયેરે. ૪ નખ શિખ નીરખીયે નીરમળ નેણે, વહાલપણું વૈરાગને વેણે; સુરતા સાંધો સદગુરૂજીને કેણે, તો અખંડ પુરૂષને આરાધિયેરે. ૫ આતમરૂપ ત્યારે ઓળખાશે, એ મુરતીમાંહી મન મળી જાશે; ગણુપત સોહંગ શ્વાસોશ્વાસે, તો સચરાચરમાં સંભારીયેરે.

## પદ ૫ મું.

સદગુરૂ શ્રીપતિને શીશ નામી, પુરવની પ્રીત્યે અમર વર પામી; વેદના સઘળી વૈરાગથી વામી, તો આનંદ સાગર આવિયોરે. વસંત વધામણી વેગેથી આવી, પલ્લું પ્રભુજીનું લાવ્યું પેહેરાવી; સત શણુગાર સહિત સોહાવી,

તો શોભા પુરૂષ મને ભાવિયોરે. ૧ પુન્ય પવિત્રાં અશોક અંગુઠી, જગત માયા સહુ થઇ ગઇ જુઠી; અચાનક ઉરમી અંતરમાં ઉઠી, તો સત સ્વામિના શણગાર ધરૂંરે; કરૂણાનાં કલ્લાં ને તપ કેરા તોડા, શાન્તિના સાંકળાંના બેઉ જોડા; અનુભવના મળીયા અંકોડા, તો હરખ હવેલીમાં હું ફરૂંરે. ૨ ચતુરાઇ ચણીયો પ્રેમ પટોળી, હેત હેમ કેરા હારડા ખોળી; મન મંદિરિયું લીધું છે ધોળી, તો કૃષ્ણ કંચુકી કોડશું રે; પ્રીત પાટીયા મુક્તિની માળા, રસીક ચુડા ચતુરાઇના રૂપાળા; ગુરૂગમ કુંચી ઉઘડીયાં તાળાં, તો જગપતિ કેરી જોડશું રે. ૩ અનુભવ અંજન આંખમાં કરિયાં, મંગળ મોડ માથાપર ધરીયાં; વિઠ્ઠલવરને અમે તો વરિયાં, તો અનહદ વાજાં વાગીયાંરે; જ્ઞાનનાં ગીત ગવાણાં તે વેળા, ભાવિક સંત થયા છે ભેળા; ગણપત ગુરૂના મળીયા છે મેળા, તો કુડીયાં કપટીયાં ભાગીયાંરે. ૪

( ભજન રાગ લાવણી. )

## પદ ૧ લું.

શીષ્ય પુછેછે સદગુરૂ રાયા, ભુલ્ય ભ્રાંત્ય ભાગો મારી; આરે જગત ઇશ્વરે ઉપાયું, પહેલો નર પેહેલી નારી. શીષ્ય. ૧ બીજ વૃક્ષ બેમાં કોણ આદી, જીવ શિવમાં પેહેલું કોણ કહાવે; કર્મને વશ જીવ જીવને વશ કર્મ, તેનો ભેદ કોઇ બતાવે. શીષ્ય. ૨ અગ્નિ બાળી નવ શકે, વળી વાયુ થકી નવ સોષાયે; જળમાંહી કદી નવ કોહે, શસ્ત્ર થકી નવ છેદાયે. શીષ્ય. ૩ નાદ બુંદનો જોગ છે કેવો, નિરાકાર કોને કહાવે; દેહ જીવ બે જુદાં પડે ત્યારે, કાળ આવીને શું ખાવે. શીષ્ય. ૪ મારૂતનું તો મુળ બતાવો, કયાંથી આ દુનિયાં આવી; કહે ગણપત ગુરૂ દેવ બતાવો, પ્રશ્ન પુછું તમને ભાવી. શીષ્ય. ૫

## પદ ૨ જું.

આદીરે કરતા છે અવિનાશી, કૈવલ્ય ધામ કેરે માંહી; ભોમારે નર તેનું નામ કહાવે, ઉત્પત્તિ કરે બેઠા ત્યાંહી. આદીરે. ૧ નરમાં છે નારીને નારીમાં નરછે, જુગતી એની છે જોડે; વૃક્ષમાં બીજને બીજમાં વૃક્ષ છે, કહું છું ભાઇ તમને કોડે. આદીરે. ૨ જીવ શીવ બેછેરે અનાદી, પરમ શિવ પેહેલો કહાવે; કરમ જીવ એ બેછે જોડે, સાથે શરીર છાયા થાવે. આદીરે. ૩ અગ્નિ બાળી ન શકે આત્મા, મારૂત મુળ નાભી માંહી; નાદ બુંદતો પુરૂષ પ્રકૃતિ, નિરાકાર આતમ ભાઇ. આદીરે. ૪ દીન રજની એ બે છે સાથે, કૈવલ્યથી દુનિયાં આવી; દેહ પડે કાળ સુરતાને ઝાલે, ગણપત ગુરૂગમ બતાવી. આદીરે. ૫

## પદ ૩ જું.

એક અચંબો એવોરે દેખ્યો, અર્ક વિના જ્યાં ઉજીયાળા; વણ વાદળ જ્યાં વિજળી ચમકે, જળધર વિણ વરસે ધારા. એક. ૧ બુદ્ધિરે મનનું બળ નવ ચાલે, રામ અખંડ રમે જ્યાંહી; ગાંધર્વ વિના વાજાં વાજે, ઘોર શબ્દ

ગાજે ત્યાંહિ. એક. ૨ પાળ વિના જ્યાં પાણી ભરીયાં, બીજ વીના તરૂવર ડોલે; અનહદ નાદ ઉઠયો એ વેળા, વાણી વીના હંસો બોલે. એક. ૩ શુન્ય શીખર ગઢ દીઠા મીઠા, જળહળ જ્યોતિ જ્યાં જાગી; નર નારીની નથીં નીશાની, અલક પુરૂષથી લેહે લાગી. એક. ૪ ઘંટાનાદ ગગનમાં ગાજે, ઘુઘરી કેરો ઘમકારો; કહે ગણુપત ગુરૂ દેવ બતાવ્યો, દેખો દેશ એ અમારો. ૫

( રાગ ભજન. )

## પદ ૧ લું.

આજ આણુંદ મારા ઉરમાં આવ્યો, અનુભવ સાગર છોળ્યોરેજી; નિગમ જેને નેતીરે કહેછે, ખલક પતિને ખોળ્યોરેજી. ૧ વિંશતિ એક હઝાર છસે દમ, ઉઠે નાભીની માંહીરેજી; સ્વર ધુનિ ચાલી સોહં સાથે, શુન્ય શીખરગઢ જ્યાંહીરેજી. ૨ નખશીખ માંહી ભરપુર ભાસ્યો, જેસો ચીદાકાશીરેજી; સ્થુળ સુક્ષ્મ કારણ જે કહાવે, તેનો પુરણ પ્રકાશીરેજી. ૩ એક અખંડ તુરીયાતિત માંહી, કોણ શિવ કોણ જીવારેજી; બ્રહ્મની કેફ વ્યાપી ઘટ ભીતર, રોમરોમમાં દીવારેજી. ૪ પ્રગટ જાપ અજપા જપીયે, નિરખે નુર અપામારેજી; ગણુપત એક ઓંકાર અનાદી, એ ગુરૂદેવ અમારારેજી. ૫

## પદ ૨ જું.

હમ પરદેશી આ દેશે આવ્યા, દેશી ન દેખ્યા અમારારેજી; દેશી અમારા અમને મળે તો, તેને કહું સમાચારારેજી. ૧ વણુરે વાદળ જ્યાં વિજળી ચમકે, કોટી મેઘ મલ્હારારેજી; અમૃત સઘળે આભજ છાયો, અસંખ્ય વરસે ધારા-રેજી. ૨ અગમ પુરીની રીત અગમ છે, વિના અરક અજુવાળાંરેજી; ભંડાર કોટી ધનના ભરીયા, નહી કુંચી નહી તાળાંરેજી. ૩ જગમગ જોત્ય નીરંતર ઝળકે, વીના સમુદર પાણીરેજી; કોટી રવી શશીથી તેજ કહાવે, વીના શબ્દ જ્યાં વાણીરેજી. ૪ પરમ શુન્યમાં પરમ તુરીપદ, પરમ પુરૂષ દેખાયારેજી; ગણુપત કોટી જગ જ્યાં જાયા, તે ગુરૂગમ પદ પાયારેજી. ૫

## પદ ૩ જું.

પ્રથમ જ્ઞાનીને પ્રશ્ન અમારો, શુન્ય ઉપર શું હોઇરેજી; અષ્ટ સમાધી સબકો જાણે, નવમી બતાવો કોઇરેજી. ૧ ચાર વેદ તો જુગમાં ચાહાવા, પાંચમો કોણ કહાવેરેજી; ઘટ મઠ મહદા ચીદા કહાવે, તાપર કોઈ પરખાવોરેજી. ૨ કયાં રહી કોટી ઈંડ ઉપજાવે, દેશ તેનો દરસાવોરેજી; જીવ ઇશ્વર માયા બ્રહ્મ કહાવે, તેથી જુદાને જોવોરેજી. ૩ ચારે પ્રલ્લેમાં તો ચીંતારે થાવે, પંચમે અનુભવ આવ્યોરેજી; એક થકો અનેક થઇને, અનેક એકમાં સમાવ્યોરેજી. ૪ પંચમા પદમાં પુર્ણાનંદા, નહીં જપ તપ કે ધ્યાનીરેજી; કહે ગણુપત કોઇ ગોતી કાઢે, એહી સંતગુરૂ જ્ઞાનીરેજી. ૫

## પદ ૪ થું.

શબ્દ બ્રહ્મકી સુરતા સાંધી, ફોડી ચલી બ્રહ્માંડારેજી; સગુણ નિરગુણ સંશે ટળિયા, ચડીયા તે અલક અખંડારેજી. ૧ ઓહંગ સોહંગ હુવા એકઠા, મધ્યે મુવા મન બંડારેજી; ગેબી ધુન્ય ઘોર ગાજે ગગનમાં, નિર્ભય નિરગુણ ઝંડારેજી. ૨ ઝળહળ જ્યોત નિરંતર ઝળકે, પુરણ પુરણાનંદારેજી; ભેદ અભેદ કછુ નહિ દીસે, છુટ ગયા ભવ ફંદારેજી. ૩ ઉનમુનિ ઘેરે અજર ઝરે, જ્યાં ઝાલરીના ઝણકારરેજી; નિરાધાર આધારકુ નિરખ્યા, ઘુઘરીના ઘમકારરેજી. ૪ શેષ દલપર કમળમેં ભમરા, ઘોર કરત ગુંજારારેજી; કહે ગણુપત કોઇ ખોજકે દેખે, સો ઉતરે ભવપારારેજી. ૫

## પદ ૫ મું.

પરમ કુલાંટમાં ખડકી દેખી, અજબ તમાસા વાંહિરેજી; દોઢીનો દરવાજો ભેદી, જાવું અભેપદ જ્યાંહિરેજી. ૧ અજબી સ્થાન અઢારેમાં આંટી, નવ દસમાં મંમાયારેજી; વિંશતિ એક બ્રહ્માંડ કે માંહી, જ્યાંહી વસે ગજરાયારેજી. ૨ અગમ ભેદને અગમ વાણી, અગોચર ગોચરાયારેજી; સગુણ નિરગુણ નિરગુણ સગુણ, સંશે સરવે સમાયારેજી; ૩ આકાર તે નિરાકાર થયા ભાઇ, નિરાકાર આકારરેજી; અહંકાર તે આકાશ થયા ભાઈ, આકાશ છે અહંકારારેજી. ૪ ભેદ હતો તે અભેદ હુવો ભાઇ, અભેદ ભેદમાં આયારેજી; અહંબ્રહ્મ રૂપ સકળમાં દેખ્યા, ગણુપત ગોપ સમાયારેજી. ૫

( ભજન—ધન્ય ગુરૂદેવા મારા ધન્ય ગુરૂ દાતારે—એ રાગ. )

## પદ ૧ લું.

આદિ અવિનાશી વાલા અક્ષરવાશીરે, અરજી આ ઉરમાં ઉતારોજી; આરાધ આપનો આજ આદરૂં, તો ત્રીકમ ભવજળ તારોજી. આદિ. ટેક. પૃથ્વી તું પાણી તું તેજ ત્રિભોવન, પવન આકાશ દીસે પોતેજી; સુરજ સોમ ઉડગણના આદે તો, જળહળ ઝળકે છે જોતેજી. આદિ. ૧ ઝાડ તું પહાડ તું વાડ વિશ્વંભરા, મેરૂ થકી પણ મોટોજી; સ્થળ સુક્ષમને કારણ કહીએ તો, છોટા થકી પણ છોટોજી. આદી. ૨ માત તું તાત તું ભ્રાત તું ભુધર, બળવંત તું દીનબંધુજી; ગંગા તું જમના તું સરીતા સરોવર, સરજ્યો સંસાર સુખ સિંધુજી. આદી. ૩ પરાને પાર તું બાવન બહાર તું, બાહ્યર ભીતર બોલેજી; દાનવ માનવ દેવ તું દેવા તો, તારે નથી કોઇ તોલેજી. આદી. ૪ ઘાટ તું ઠાઠ વૈરાટ વખાણું તો, સર્વે સુંદર શ્યામજી; અકળ સકળ તુંને કોઇ કળે નહી, ગુણ ગાયું ગણુપતરામેજી. આદી. ૫

## પદ ૨ જું.

ધન્ય ધન્ય કરતારે ભવ ભય હરતારે, ધરતા ધરણી આકાશજી; એકથી અનેક પ્રગટીયો પોતે, તું ઘટ ઘટ વશીયો વાસજી. ધન્ય ધન્ય. ટેક. સગુણ

તું નીરગુણ સૌનો સ્વામી, તો પાર શકે કોણુ પામીજી; વેદ તું ભેદ તું ભવના ભરતારે, ખલક રચ્યો નથી ખામીજી. ધન્ય. ૧ ધ્યાન તું જ્ઞાન તું મનનારે મોહન, સત્ય સમાધીમાં શોભેજી; જોગી તું ભોગી તું વસ્તીને વન વસે, લક્ષણુ જોઇ મન લોભેજી. ધન્ય. ૨ કાળનો કાળ તું પ્રજાનો પાળ તું, જારણુ મારણુ જેહજી; મોહન સ્થંભન વળી વસીકરણુ તું, ઉચ્ચાટન કહીએ એહજી. ધન્ય. ૩ વૈકુંઠવાસી તું પુરણુ પ્રકાશી તું ઠાકોરજી; ગોલોકવાસી તું ગોકુળ આવીરે, ચતુર્ભુજ માંખણુ ચોરજી. ધન્ય. ૪ જાગ્ય તું જગનારે જીવન, કળીમાં છવાઈ રહ્યો કેમજી; ગણુપત કહે ગુરૂ દેવ દયા કરો, પુરણુ રાખો પ્રેમજી. ધન્ય. ૫

## પદ ૩ જું.

દેવના દેવ સુરનર કરે સેવારે, ભક્તવત્સળ ભગવંતજી; પંડીત પુરાણી ગાય વેદ વખાણીરે, સમરણુ સાધે સંતજી. દેવના. ટેક. કળી રહ્યો કોપી લાજ મરજાદ લોપીરે, વારે ચડો વનમાળીજી; દેખીયાં ગાય સંત બ્રાહ્મણુ દુઃખીરે, ભાવટ ભાગોને ભાળીજી. દેવના. ૧ નમો નમો જગનાથ નીરંજન, ભવ ભય ભંજન ભુપજી; જગનારે કારણુ કષ્ટ નિવારણુ, તારણુ સુખરૂપજી. દેવનાદેવ. ૨ ભરપુર ભરીયો ડહાપણુ દરીયો, ઠરીયો તે સર્વે ઠામજી; દાસ જાણી પુર આશ પુરૂષોત્તમ, કર હરીજનનાં કામજી. દેવના દેવ. ૩ મનનોરે મેળો ભાવ ભક્તિના ભેળોરે, કળી શકે નહીં કોયજી; આપો મતી એવાં કીરતન કરીએ તો, સમજણુ સાધન સોયજી. દેવના. ૪ તન મન વારી કરૂ ભક્તિ તાહારીરે, ધારીને અક્ષરધામજી; વિશ્વાસીને વાલા દગો ન દીજે તો, ગુણુ ગાય ગણુપતરામજી. દેવના. ૫

## પદ ૪ થું.

તન તરવેણીમાં તીરથ મોટું રે, નિરમળ મનથી જે નહાયજી; પ્રાગને પાંદડે પોઢયા પરિબ્રહ્મ, દેવનાં દરશન થાયજી. તન તરવેણીમાં. ટેક. ઇંગળા ને પિંગળા મધ્ય સુષુમણારે, સુર્ય ચંદ્ર ને અગ્નિ દેવજી; ભુત ભવિષ્ય વર્તમાનને ભાખેરે, સેવક થઇને કરો સેવજી. તન તરવેણીમાં. ૧ એના ઉપર શુન્યની શોભારે, ઉઠે અનહદ નાદજી; પંચરંગી ત્યાં જયોતીલ્યો પરખીરે જોતા જાય વિવાદજી. તન તરવેણીમાં. ૨ ત્રિકુટી કમળથી ત્રણુ તસુપર, ચંદ્ર મૃત ઝરે જ્યાંયજી; તેને નીચે છે એક નાગણી સંતોરે, પડે તેના મુખમાંયજી. તન તરવેણીમાં. ૩ ધ્રુવ મંડળથી ધારીને જોજોરે, દ્વાદસ આંગળ દેશજી; શાહસ્ત્ર પાંખડી સુર્ય આકારેરે, મધ્ય તે પરમ મહેશજી. તન તરવેણીમાં. ૪ બેનેબાર [1]થી સાત [2]ને ચાર [3]થી ન્યારો થાયજી; કાળનું ત્યાં કાંઇ ન ચાલેને, ગણુપત એ ગુણુ ગાયજી. તન તરવેણીમાં. ૫

# અથ સુમતિનો વિવાહ પ્રારંભ.



( રાગ ધોળ. )

## પદ ૧ લું.

પ્રથમ પુજું પ્રીતેરે, સતગુરૂ રૂડી રીતેરે, સુમતિ વિવાહની કહુ વારતારે. ૧ પીતા છે વિવેકરે, બુદ્ધિમાતને કરે નેકરે, નરનારી નિત્ય વિચારતારે. ૨ વરજોગી કન્યાયરે, થઇ ન રખાયરે, જુઓ ને જગત થકી વર રૂડોરે. ૩ વિવેકને વિચારરે, બન્યો બંધુ સારરે, ખોજ કરીને વર ખોળતારે. ૪ ત્યાંથી ચાલ્યા જાયરે, જન તપ માંયરે, મહરને ગાંધર્વ લોકો પરવર્યારે. ૫ સત્ય દેવ લોકરે, જુએછે વિવેકરે, મેરૂ મુકી લોકા લોકે આવિયારે. ૬ આવ્યો ત્યાં અંધકારરે, આગળ તેજ અપારરે, અરધ ઉરધ કેરા ઘાટમાંરે. ૭ મધ્યે મહા શુન્યરે, ભેદી મહા પુન્યરે, અક્ષર મુકી પરમ અક્ષરે પોચીયારે. ૮ પીંડ ને બ્રહ્માંડરે, જોયાં કોટી ઇંડરે, સુમતિ સરીખો વર ના મળ્યોરે. ૯ અમરાપુરની વાટરે, ચઢીયા અવઘટ ઘાટરે, હદ મેલી બે હદમાં આવિયારે. ૧૦ ત્યાં સદચિદ આનંદ રૂપરે, કોટી કામ અનુપરે, સોહં સ્વામી ભાવ થકી ભેટીયારે. ૧૧ કબુલ કંકુ સારરે, મનની મહોરો ચારરે; સત્યનું શ્રીફળ આપ્યું હાથમાંરે. ૧૨ હૈડે પામી હામરે, ગાયે ગણપતરામરે; સગાઇ કરીને ઘેર સંચર્યારે.

( રાગ ધોળ વધાવો. )

## પદ ૨ જું.

સુમતિ બાઇનાં લગન સોહામણાં, એમને પરણે છે આત્મરામ; વધાવો ગુરૂજ્ઞાનનો. ૧ ઇંદ્ર શૈલ્ય તામ્ર ગભસ્તિ ગણો, સૌમ્ય ગાંધર્વ કહ્યા જેહ; વધાવો ગુરૂ જ્ઞાનનો. ૨ વરૂણ ભરતખંડ મન ભાવિયો, સોને કહાવીયે બેઉ કરજોડ. વધાવો. ૩ નવ ખંડમાં મોકલો નોતરાં, એના આવશે દેવ સમસ્ત. વધાવો. ૪ દયા ક્ષમા કરૂણાને કહાવીયે, ભકિત મુકતી વીના ન સરે અર્થ. વધાવો. ૫ શાન્તા તે સખીયો સોહામણી, વૃદ્ધ માતાંની વૃત્તી છે નામ. વધાવો. પિંડબ્રહ્માંડે વધામણી મોકલો, થાય જુગમાં તે જયજયકાર. વધાવો. ૭ ગુરૂ સંતની માગીયે સહાયતા, ગુણ ગાય તે ગણપતરામ. વધાવો. ૮

( ધોળ—વરતો બહુરે રંગીલો વરતો બહુરે હુંશીલો—એ રાગ. )

## પદ ૩ જું.

ધર્મ જ્ઞાન ભકતી વૈરાગ્ય થાંભલારે, ગગન ચંદવો શોભે ચારે પાસરે. મંડપની શોભા બણીરે. ૧ જરણા ઝંમર જોડાજોડે બાંધીયારે, હરખ હાંડીયો હારોહારરે. મંડપની. ૨ ત્યાં તો અનહદ વાજીંત્ર વાગીયાંરે, દેખો રવી શશી દીવીદારરે. મંડપની શોભા. ૩ અઢાર ભારનાં તોરણ ઓપતાંરે, દીપે નવ લાખ

દીવ તેણે ઠામરે. મંડપની શોભા. ૪ મંગળ ધ્રુની ત્યાં ગીત ગાય માનુનીરે, બુદ્ધિ બાઇનો હરખ ન માયરે. મંડપની શોભા. ૫ હરી રસનો માણુકથંભ રોપીયોરે, અવળાઇ ઉકરડી ભારી ભુમી માંયરે. મંડપની. ૬ નવીન રંગ નારાયણુ નામનોરે, ચીત ચીત્ર ઠરી રહ્યાં તે ઠામરે. મંડપની. ૭ મોક્ષ મારગની વાટો વળાવીયોરે, ગુણુ ગાય તે ગણુપતરામરે. મંડપની શોભા. ૮

( ધોળ—આછારે ઘુઘટ વહુને વાલેરા લાગે—એ રાગ. )

## પદ ૪ થું.

ગ્રહ શાંતી કરવા બુદ્ધિબાઈ બાજઠે બેઠાં, પંચ વિષયનાં પઢ્ઢાં કીધાં હો પ્રાણીયા, ગાવેરે ગીત ગુણવંતી ગોરી. ટેક. કામ ક્રોધ કેરાં લાકડાં લાવો, ગર્વનાં ઘી હોમાવો પ્રાણીયા; ગાવેરે ગીત. ૧ ગરૂડ ગાંધર્વ યક્ષ કીન્નરને કહાવો, વિદ્યાધરને તેડાવો હો પ્રાણીયા; ગાવેરે ગીત. ૨ રવી શશી ભોમ બુધ ગુરૂ ગુણવંતા, શની શુક્ર પુજે ટળે ચિંતા હો પ્રાણીયા. ગાવેરે ગીત. ૩ શેષ શંકર શકતી વીષ્ણુ વીવેકી, પંચ દેવ સેવો નેકી હો પ્રાણીયા. ગાવેરે ગીત. ૪ જુઠના જવ તલ જરૂર હોમાવો, અવસર નહી આવે આવો હો પ્રાણીયા. ગાવેરે ગીત. ૫ ગણુપત કહે ગ્રહ શાન્તીને કીજે, મનુષ્યા જન્મ લાહાવો લીજે હો પ્રાણીયા. ગાવેરે ગીત. ૬

( રાગ ધોળ. )

## પદ ૫ મું.

ચાક વધાવાને ચીતડું હો કીધું, કરમ ધરમ આક્ષાણું લીધું; મતીરે કુંભારીને આપવારે. ૧ શાન્તી બુદ્ધી સાથે ગીતડાં ગાતાં, વરધ્યો ભરવા કુંભારી ઘેર જાતાં, કરૂણાના કુંભ મંગાવીયારે. ૨ બ્રહ્મ જ્ઞાન રૂપી ભારે છે દરિયો, ત્યાં જઇને ગુરૂ જ્ઞાન વરધ્યોરે ભરીયો, સંશે ને શોક ટળી ગયારે. ૩ બોલાવો ગરીબાજી નાની વહુવારૂ, કરૂણાના કુંભ ચડાવાને સારૂ, આપણુ ચાર વરધ્યો લેઇ શોભીશુંરે. ૪ ગમનો ગોતરડો ગરીબ વહુએ લીધો, શાન્તી તે બાઇને સાદજ દીધો, ટેકને તોરણુ આવીયારે. ૫ ગરીબાજી વહુ કહે હું કુંભ નહીં ઉતારૂ, આપો મુને કાંઇ સારામાં સારૂ; હરીગુરૂ સંતની સેવનારે. ૬ ધન્યરે ગરીબ વહુ ભાગ્ય તમારૂ, હરી ગુરૂ સંત સેવે સુખ સારૂં; જેથી પરમપદ પામીએરે. ૭ એટલે ગરીબ વહુએ કુંભ ઉતાર્યો, આપો બુદ્ધીબાઇ લાગ હમારો; ગણુપત ગુરૂ ગોવીંદનેરે.

## પદ ૬ ઠું.

આવી આવી અગમ પુરીની જાનરે, મન માતંગે બેઠા છે શ્રી ભગવાનરે. ૧ લ્હે લુણારી વરજીને લુણ ઉતારેરે, જેજેકાર થઇ રહ્યા જુગસારેરે. ૨ દશ બારીને બંગલે કરીયા મુકામરે, જશ રૂપીછે જાનીવાસાનું નામરે. ૩ નિરગુણ વરને પ્રેમ પાથરણાં દીધાંરે, ભાવિક ભકતે દોડીને દરશન કીધાંરે. ૪ વાલાજીનાં વેદ કરેછે વખાણુરે, ગુરૂ ગણુપતનો દીસેછે ચતુરસુજાણુરે. ૫

( અનીરૂધજીની ઘોડલી એ રાગ. )

## પદ ૭ મું.

આવ્યા સોહં સ્વામી સુજાણ સામૈએ સંચરો, બુદ્ધિબાઇને માથેછે મોડ, નામણુ દીવો કર ધર્યો. ટેક. શાન્તાઇ લીધાં સુખડાંરે જરણા ઝારી શીષ; જ્ઞાનરૂપી પાણી ગોળનુંરે, ચાલ્યાં જમાડવાને જુગદીસ. સામૈએ સંચરો. ૧ ભેટયો કીધી ભાવનીરે, મળ્યા વિવેક વેવાઇ; તન મન ધન આરોપીયાંરે, જેણે જગપતિ કીધા જમાઇ. સામૈએ સંચરો. ૨ મન કામના કંકાવટીરે, ચાંદલો કીધો કપાળ; નામ નાકને તાણીયુંરે, ત્યારે હશીયા દીનદયાળ. સામૈએ સંચરો. ૩ ગાય ગીત ત્યાં ગોરડીરે, સારા સુંદર શ્યામ; મન હરખ્યાં મહાજન તણાંરે, ગુણ ગાયે ગણપતરામ. સામૈએ સંચરો. ૪

## પદ ૮ મું.

જુઓ જુઓ જગતના લોક, વરઘોડો નિરગુણ નાથનો; જેનું નામ જપે નરનાર, મેળો સંત સાથનો. ટેક. પંચરંગી છે ઘોડલીરે, પ્રેમ તણાંછે પલાણ; લક્ષ લગામ નીજ નામનીરે, બેઠા સોહંગ ચતુર સુજાણ, વરઘોડો નીરગુણ.૧ તેજ તોપમાં દમનો દારૂ, પ્રેમ પલીતા પાય; ભજન ભડાકા ભાવનારે, તેણે કુડ કપટ ઉડી જાય. વરઘોડો નિરગુણ. ૨ અરિષ્યા વાડી ઓપતીરે, ફરતાં ફુલ અપાર; કામ ક્રોધને મમતા માયા, લુટાવી દીધાં તે વાર. વરઘોડો. ૩ પ્રીત પખાજ ભેર ભુંગળોરે, સરણાઇ વાગે સાર; કરમની કોઠીયો ફાટીયોરે, ભલાઇ ભુંગળાંના ભભુકાર. વરઘોડો. ૪ જ્ઞાન ઘોડાને કુદાવતારે, અલબેલો અસ્વાર; નિર્ભય નિશાન શોભી રહ્યાંરે, ઉડે આતસબાજી અપાર. વરઘોડો.૫ અનહદ વાજાં વાગીયાંરે, આનંદ અદકો થાય; ટેક તોરણે આવીયારે, ગુણ ગણપત વરણવી ગાય. વરઘોડો. ૬

( રાગ ધોળ—સર્વે સખી જીવન જોવાને ચાલોરે—એ રાગ. )

## પદ ૯ મું.

સોહંજીને બુદ્ધિ સાસુછે સારીરે, પોંખવાને આવીછે દેવ મોરારીરે. ૧ ધર્મનું ધુંસળ રીત રવૈયોરે, અભિમાન ઇંડી પાંડીને સરીયોરે. ૨ મોહ મુસળ ત્રાકને તોરણ અડાડીરે, અમ્મરવરને જગતની રીત દેખાડીરે. ૩ કુટીલતાનાં કોડીયાં ભાગીને આજરે, ગણપત ગુરૂ તો માંહ્યરે આવ્યા મહારાજરે. ૪

( રાગ ઉપર પ્રમાણે. )

## પદ ૧૦ મું.

હાંરે સુમતિ કન્યાનું સાજન સારૂંરે, સિદ્ધિ બુદ્ધિ શાન્તાને અક્કલ વહુવારૂરે. ૧ જાનૈયાને જમવાને ઉઠાડોરે, ભાવતાં ભોજનીયાં પીરસાવોરે. ૨ પ્રેમ પડીયાને પ્રીત પતરાળીરે, સોહંવરના સારૂ સોનાની થાળીરે. ૩ બહુનામીને

બાજઠીએ બેસાડોરે, કળસ કંચનના તે નીરે ભરાવોરે. ૪ ઘેબર ઘારી કચોરીને કંસારરે, પુરી પેંડા સુંદર સેવો સારરે. ૫ પોળી લાડુ પકવાનનો નહી પારરે, છુટા દળમાં ગુણીએ તે ઘીની ધારરે. ૬ શીરો સુખડી છુટી દાળ વઘારીરે, અડદ તુવેરની દાળ ઉકાળી સારીરે. ૭ ચણા ચોળા વાલ વટાણા સોહીએરે, વડી વઘારી પાપડ મઠીયાં જોઇએરે. ૮ આદુ લીંબુ મરચાનાં અતિશે અથાણાંરે, છત્રીશાં શાકનાં ભરીયાં ભાણાંરે. ૯ કુર કમોદનો કીધોછે કોડેરે, જાનૈયાતો જમે છે જોડાજોડેરે. ૧૦ મુખવાસ મન માન્યો મંગાવીરે, પાકા પાનની બીડી આપો બનાવીરે. ૧૧ તજ ઇલાયચી ઉપર દીજે લાવીરે, કેશર કસ્તુરી માંહી મેળાવીરે. ૧૨ લવીંગ સોપારી જાવંત્રીને ભેળીરે, ગાવા ગીત માનુની સઘળી મળીરે. ૧૩ સુંદર વરની શોભા કહી નવ જાયરે, ગુણ તેના ગણપત વરણવી ગાયરે. ૧૪

( ઓ રામ શ્રીકૃષ્ણ દ્વારિકામાં જઇને રહ્યા—એ રાગ. )

## પદ ૧૧ મું.

હવે સુમતિને શણગારીયાં, શોભા બની નખશીખરે; મરજાદ મામો માંહ્યરે, લાવીયા તેને દીશરે; ભક્તિ રૂપી ઘાલી વરમાળ, મંગળ ગાય માનુની. ૧ મધુપરક મન હરખનો, વિધિ વેદ ભણતા જાયરે; ગુરૂગમ છેડા ગાંઠીયા, સુમતિનો હરખ ન માયરે; ભકિતરૂપી ઘાલી વરમાળ, મંગળ ગાય માનુની. ૨ ચારે દેહની ચૉરી કરી, ચાર વાણીની ચાલી ધુન્યરે; મનોહર બેઠા માહ્યરે, મારૂં પુરવ કેરૂં પુન્યરે. ભક્તિ રૂપી. ૩ બુદ્ધિયે મોડ માથે ધર્યો, દે વિવેક કન્યાદાનરે; અમરવરને ઓળખ્યા, સદગુરૂયે આપ્યું જ્ઞાનરે. ભકિતરૂપી. ૪ જાગ્રત સ્વપ્ન સુષોપ્તિ, તુરીયા ત્યાં વરતાયરે; મંગળ વરત્યાં મોક્ષનાં, આનંદ અદકો થાયરે. ભકિતરૂપી. ૫ હાથેવાળો મેળવ્યો, લાગ્યું ચતુરવરશું ચીતરે; ગેબી નગારાં ગડગડયાં, ઉઠયા પરણીને અદ્વૈતરે. ભકિત. ૬ પંચ કોષની પાલખી, બેશીયાં નર ને નારરે; ગુરૂ ગણેશને પુજવા, ચાલીયાં તેણી વારરે. ભકિતરૂપી. ૭ મન મેઢળને છોડીયું, સોંપ્યું સદગુરૂને હાથરે; ગુરૂજી ગણપતરામના વર્યા સુમતિ વૈકુંઠનાથરે. ભક્તિરૂપી. ૮

( ગોરસવાળી ગોપીકા, મહી વેચવા ચાલી—એ રાગ. )

## પદ ૧૨ મું.

સુમતિબાઇ સોહામણી, સાસરીએ ચાલી; બળવંત બહુનામી તણું, બાનું બાવડી ઝાલી. ૧ ખટ ચક્રની કરી ખોજના, વંકનાળની વાટે; અનહદ ધુની ઉપડી, ત્રીકુટીનેરે ઘાટે. ૨ પંચરંગી ત્યાં દીવડો, જ્યોતી જળહળ જાગી; બ્રહ્મભોવન ત્યાં ઉઘડયાં, વહાલા થયા વિતરાગી. ૩ શુન્ય શિખર શોભા ઘણી, કોટી ભાણ પ્રકાશી; અધર સિંહાસન ઉપરે, બેઠા શ્રી અવિનાશી. ૪ વણ વાદળ ત્યાં વીજળી, વણ રવિ અજવાળું; સોહં સ્વામી સર્વમાં, એક

સરખા ભાળુ. ૫ ઘંટા નાદ ગગનમાં, જોગ ઝાલરી વાગી; સદગુરૂ શાને ઓળખ્યા, લેહ લક્ષમાં લાગી. ૬ અરસપરસ એક એકમાં, મેળો મુખ્ય મુકામે; સરીતા સાગરમાં ભળી, ગાયું ગણુપતરામે. ૭

ઇતિ શ્રી સુમતિબાઇનો વિવાહ સંપુર્ણ.

# અથ પ્રભાતિયાં લિખ્યતે.

( રાગ ઝુલણા છંદનો—તને રોકી રહી રાધિકા રંગ જામ્યો ઘણો—એ રાગ. )

## પદ ૧ લું.

કરણી કીરતાર સંસાર કેવો કર્યો, પ્રાણી ભવ પાર તો કોઇક પામે; કર્મ અકર્મ વિકર્મ વ્યાપી રહ્યાં, ભુલથી ચઢયા જુઠે ભામે. કરણી. ટેક. પૃથ્વી ને પાણી વળી તેજ પવન તે, અકળ આકાશ એ સકળ શોભે; દીસતા દિવ્ય તારા અતી ઓપતાં, ભાણુ શશિ ભાળીને મન લોભે. કરણી. ૧ જળતણા બિંદુના દેહ આ દેખીલ્યો, જીવ જમાવિયો જુકિત કેવી; હાડ માંસ નાડી ત્વચા રોમ, એ ઇંદ્રીઓ આપી દશ ઇશ એવી. કરણી. ૨ પીંડ બ્રહ્માંડમાં એક રચના રચી, બાહ્યર ભીતર કોક બુઝે; સાચ કે જુઠ એ કાંઈ કહેવાય નહિ, જાહેર જગતમાં લોક ઝુઝે. કરણી. ૩ ઝાડને પહાડ જળ જુવોને સમુદ્રનું, હદ મેલી નવ આઘુ આવે; ખટરસ ખલકમાં બીજ વાવે બને, ખાંતથી ભાવીજન સર્વે ખાવે. કરણી. ૪ વ્યાપક એક આ વિશ્વમાં શ્રીહરિ, સગુણ કે નિરગુણ નામ કહિયે; દાસ ગણુપત તણી આશ પુર શામળા, ચરણુને પુજવા શરણુ રહિયે. કરણી. ૫

## પદ ૨ જું.

જાગીને જોને તું જીવ ગુરૂ જ્ઞાનમાં, ભાવે ભગવાનની ભક્તિ કરવા; તનને મન વળી ધન તારૂં નથી, ત્યાગ તૃષ્ણા ભવસિંધુ તરવા. જાગીને ટેક. ભકત ભગવંત વળી સંતને સદગુરૂ, રૂપ છે એકને નામ ન્યારૂં; ચારનો સાર સંસારમાં સમજવો, તે થકી કારજ થાય તારૂં. જાગીને. ૧ જ્ઞાન અજ્ઞાન વિજ્ઞાનને સમજીને, બુદ્ધિથી તેહની બુજ કરવી; દુઃખને સુખ આવી પડે દેહને, ધ્યાની જન ભક્તને ધીરજ ધરવી. જાગીને. ૨ માતને તાત વળી ભ્રાત સુત ભામની જામની સ્વપ્નમાં જુઠિ થાય; જન્મી સંસારમાં ચીત ઘરબારમાં, અંત્યે તજી તેહને જરૂર જાય, જાગીને.૩ ધામને દામ ધરી હામ મારૂં કહે, રામ વિસારીને કામ કરતો; જન્મ મરણુનો પાર પામ્યો નહીં, ફોગટ ફંદમાં ચાલે ફરતો. જાગીને. ૪ નાર તરવાર અગ્નિ નહી આપણી, તાપણી તાહરી તેજ કરશે; ગણુપતરામ શીશનામી નરનારીઓ, તર્ત ભવસાગર એજ તરશે. જાગીને.૫

## પદ ૩ જું.

ચેત ચેતાવું અચેત નર તુજને, કાળ વિકરાળની ફાળ ભારી; અલ્પ અવતાર જમ માર માંથે વળી, માન શિખામણ મુંઢ મારી. ચેત. ટેક. દામની જામની જરૂર દેખાય પણ, એજ અજવાળું કાંઈ કામ નાવે; તનને ધન જોઇ મન મોજો કરે, ખલક ખોળી વળી કાળ ખાવે. ચેત. ૧ આવિયું દોટમાં સિંહની ચોટમાં, હરણને મરણ તે કેમ મુકે; અહિ તણા મુખમાં આવી ઉંદર પડે, ચપળ તે ચિત્તથી નહીરે ચુકે. ચેત.૨ કરને વિચાર સંસાર સારો નથી, કહે કથી વેદની એમ વાણી; પળ ઘડી દીન કે પક્ષ પુરો થયો, માસ રૂતુ વર્ષ પડે દેહ પ્રાણી. ચેત.૩ નામને રૂપ નર નારીનાં નાશ છે, આશ તજી વાસ સ્મશાન કરવો; પાસ કંઠે પડયો કાળના કોપનો, ધ્યાની જન જ્ઞાનીને ધર્મ ધરવો. ચેત. ૪ નફટ નાદાન મુકી માન ભગવાન ભજ, દેહ નરનો ફરી તેહ નાવે; ગણપત ગાય ગુણ જેહ ગોવિંદના, પ્રભુ તણું પરમપદ એજ પાવે. ચેત. ૫

## પદ ૪ થું.

કાંક મેં પાપ કીરતાર કીધાં હશે, આ કળિમાંહી તેં જનમ આપ્યો; ભક્તનું માન નહી જકત જુઠો થયો, કુડને કપટ વિશેષ વાપ્યો. કાંક મેં પાપ. ટેક. ભુખીને દુખી નંદીત નર નારીયો, સત્યની વાત કોઇ ન સુઝે; કામને ક્રોધ મદ મોહમાં મન ફરે, મલીન મતી મંદ પાખંડ પુજે. કાંક મેં પાપ.૧ ચોરીને જારી સૌ જન ચહાતા ફરે, બોધ કરનારને બોધ આપે; જીવ વિમુખનું દુઃખ દુનિયાં વિષે, તુજ વિના કષ્ટ એ કોણ કાપે. કાંક મેં પાપ.૨ કળિ તણા કોપમાં લોપ સૌકો થયા, ભજન ભગવાનનું કેમ ભાવે; મરણ માંથે ભમે શરણ તો ના ગમે, અલ્પ આયુષ્ય અભિમાન આવે. કાંક મેં પાપ. ૩ મુકીને ધર્મ કુકર્મ કરતા ફરે, મર્મ જાણે નહીં કૃષ્ણ કેરો; સંત અસંતની રીત સમજે નહી, ફોગટ ફંદમાં ખાય ફેરો. કાંક મે પાપ. ૪ વેદના ભેદનો ખેદ ખાંતે કરી, લાજ મરજાદ નહીં લેશ લાવે; દાસ ગણપત તણી આશ પુર આ સમે, નાથ સંસારમાં જનમ નાવે. કાંક મેં પાપ. ૫

## પદ ૫ મું.

દીન દયાળ કૃપાળ શ્રીકૃષ્ણનું, નીત્ય ઉઠી અને નામ લેવું; પાછલી રાત પરભાતના પોહોરમાં, કૃષ્ણ તું કૃષ્ણ તું મુખ કહેવું. દીન દયાળ. ટેક. એજ નિરશેણ નિરાકાર મારા નાથજી, સગુણ થઇ સર્વને સુખ આપે; પિંડ બ્રહ્માંડમાં પુરણ વ્યાપી રહ્યો, ભક્તજન કેરાં એ કષ્ટ કાપે. દીન.૧ કળિમાંહી કૃષ્ણ કીરતન કથા જે કરે, તે તરી તર્ત ભવપાર પામે; કરિ સતસંગ ભગવંત ભજ ભાવશું, વિશ્વની વેદના સર્વ વામે. દીન દયાળ. ૨ ચપળ આયુષ્ય છે ચેત ચિતડા વિષે, કાયાનું કામ તો છેક કાચું; નામ સમાન તપ તીરથ આવે નહી, શ્યામનું સમરણ માન્ય સાચુ. દીન દયાળ. ૩ એણે આ અવનિમાં

અનેક લીલા કરી, ગોકુળ ગામમાં ગાય ચારી; અસુર સંહારિયા ભક્તને તારિયા, ધાવતાં માસીન તર્ત મારી. દીન દયાળ. ૪ એજ અવિનાશ વિશ્વાસીને શીર વસે, અડગ ઉપાસના જન જાણે; ગણુપતરામ ગોવિંદ ગુણ ગાઇ લે, જીવતાં મોક્ષનું સુખ માણે. દીન દયાળ. ૫

## પદ ૬ ઠું.

ચપળ મન ચોર કઠોર તું કર કહ્યું, રામનું નામ રૂદીયામાં રાખે; આજ કે કાલમાં જમ આવી ઝાલશે, દાન દેને દયા દીલ રાખે. ચપળ મન. ટેક. નાર તરવાર ને અગ્નિ નહીં આપણી, કોપ કરે ત્યારે લોપ થાશે; સુખમાં દુઃખ અપાર દેખાય છે, દુખમાં સુખ ગોવિંદ ગાશે. ચપળ મન. ૧ ત્યાગી બડ ભાગી વિતરાગી થઇ વિશ્વમાં, વશ કરી વરતિયો સંતસેવે; કાળ તજ ક્રોધ તજ લોભ તજ લાલચું, દેહ મનુષ્યનો દીધો દેવે. ચપળ મન. ૨ ધામને દામ માની રહ્યો માહરૂં, કોઇ તારે નહીં કામ આવે; નામ ગુણ રૂપનો નાશ નક્કી થશે, ભજન ભગવાનનું શે ન ભાવે. ચપળ મન. ૩ દેશ વિદેશ હમેશ ફરતો ફરે, મોત તુજને નહીં એમ મુકે; અંતે ભગવંત તને આવી ઉગારશે, ચતુર થઇ ચીતમાં કેમ ચુકે. ચપળ મન ૪ દીન દયાળ સંભાળ લે સરવની, નામ પરતાપથી દુખ નાસે; ગણુપત ગુણ ગોવિંદના ગાઇ લે, પ્રગટ પરમાતમા તુજ પાસે. ચપળ મન. ૫

## પદ ૭ મું.

જાગરે જદુપતિ આપ ઉત્તમ મતી, નાથ તને નીરખવા મન મારૂં; શરણુ રહી ચરણુની નિત્ય સેવા કરૂં, તરણુ તારણુ કરૂં ભજન તારૂં. જાગરે. ટેક. તાહારે માહારે પ્રીત પુરવ તણી કામ કીરતન વિના કાંઇ ન સુઝે; લોકના થોક મળી ઠોક બોલે વળી, બેલી બળવંતને સંત બુઝે. જાગરે. ૧ જગત જંજાળમાં કાળ માથે કર્યો, ભાળ લે ભુધરા દાસ ભાળી; આશ વિશ્વાસ અવિનાશ છે તાહરી, તન તણું દુખ હરી નાંખ ટાળી. જાગરે. ૨ કળી માંહી કપટની ઝપટ જબરી થઇ, લંપટ થયા લોક કરે કરણી કુડી; ચોરીને જારી વળી ચુગલી ચહાતા ફરે, ભવમાંહી ભાવી કરે વાત ભુંડી. જાગરે જદુપતિ. ૩ કર તું કીરતાર રક્ષણુ કળી કાળમાં, ઉગર્યાનો પ્રભુ આપ આરો; કામને ક્રોધ વિરોધ સૌ વિશ્વના, વિષય વિકાર મનમાંથી વારો. ૪ ધર્મ શુભ કર્મ વેદ પરમ પદ પામવા, વામવા દુઃખ સુખ આપ સારૂં; દાસ ગણુપત ગુણુ તાહરા ગાય છે, પ્રભુ સુને આપનું નામ પ્યારૂં. જાગરે જદુપતિ. ૫

## પદ ૮ મું.

મુકીને માન સુણુ જ્ઞાન ગોવિંદનું, સાચ માની કરે સંત સેવા; પિંડ બ્રહ્માંડમાં પૂરણુ પ્રકાશ છે; વાસ સૌમાં વસે દેવ દેવા; મુકીને માન. ટેક. અજર અમર ઝરે ધ્યાન હરીનું ધરે, જીવતાં જે મરે નરને નારી; કૃષ્ણુ કિરતન કરે ઠેઠ

ઠામે ઠરે, તર્ત ભવજળ તરે ભક્ત ભારી. મુકીને માન. ૧ વસ્તિ કે વન વસે ધર્મ મારગ ધસે, હું ને મારૂ જશે જોગ જાણે; મુક્તિ તેને મળે પ્રેમ ભક્તિ પળે, વરતિ પાછી વળે મોક્ષ માણે. મુકીને માન. ૨ બ્રાન્તિને ભાગ્ય તૃષ્ણાનો કર ત્યાગ વળી, ખોલ પડદો અને બોલ સાચું; ગર્વ તજી જ્ઞાન તું રાખ્ય રૂદિયા વિષે, આત્મ ચિન્યા વિના કામ કાચું. મુકીને. ૩ જપી લેને જાપ બળે પુરવનાં પાપ વળી, ઓળખી આપ સંતાપ ટાળે; વાણીને વેદનો જાણી લે ભેદ તું, બ્રહ્મ ભરપુર ભવમાંહી ભાળે. મુકીને. ૪ બહાર ને માંહી વળી ધુપને છાંય જ્યાં, આંહીને ત્યાંય ભગવંત ભાસે; ગણપતરામ ઘટ માંહી વાસો વસે પ્રગટ પરમાતમા તુજ પાસે. મુકીને. ૫

## અથ શ્રી કલિયુગનો ગરબો.

( પુજું ગણપતીના પાય, પુજું અંબિકાની પાવડીરે—એ રાગ. )

### પદ ૧ લું.

પ્રેમે પુજું હરી પાય, આઇ અંબા આરાધીએરે; સહાય કરો રઘુરાય, શિવ શક્તિને સાધીએરે. ૧ કરૂં ગાન ધરૂં ધ્યાન, મારી બહુચરાજી બાઇનુંરે; દેવી દીજે બુદ્ધિ દાન, માની સાચી સગાઇનુંરે. ૨ ભકિત કરવા છે ભાવ, દાવ આવ્યોછે આઇજીરે; કરી રૂદેમાં ઉચ્છાવ, નાવ તારોને માઇજીરે. ૩ કળી કાળ તો કઠોર, જોર જબરૂ છે જેહનુંરે; ભકિત ધર્મનો છે ચોર, કામ તેવું છે તેહનુંરે. ૪ કરો સહાય મંમાય, અલબેલી ઉગારીએરે; ઘણો થાય અન્યાય, બાઇ બુડતાં તારીએરે. ૫ કળીજુગનાં તો કર્મ, ધર્મ લોપ્યો ધરણી વિશેરે; મુકી માનવીએ શર્મ, પાપ ચાલ્યું ચારે દિશેરે. ૬ થયો લાજ કેરો લોપ, કહ્યું માને ન કામનીરે; એવો કળિ કેરો કોપ, ભુંડું કામ કરે ભામનીરે. ૭ વિપ્ર મેલીને વેદ, કામ કૃશીનું આદરેરે; ભાળો ભકતોના ભેદ, દામ માટે દગા કરેરે. ૮ પ્રગટયા જુગમાં પાખંડ, સંત સાચા સંતાઇ ગયારે; જુઠા જાણો જરૂર, શુદ્ર સઘળા સાધુ થયારે. ૯ વણીક માંડી વેપાર, પુરણ પૈસો ભેગો કરેરે; લેઇ લોકોના દામ, દગે દેવાળું આદરેરે. ૧૦ પાડી બીજાનું નામ, હાટ માંડે બજારમાંરે; કરે કોળીનું કામ, શેઠ શાણા સંસારમાંરે. ૧૧ થયો ભુપતીમાં ભેગ, રાજ બીજ બદલાઇ ગયાંરે; મુરખ મિત્રિનો મેળ; રાંક રૈયત દુખીયાં થયાંરે. ૧૨ જુઠા ઝીતે જરૂર, સાચા હારે સંસારમાંરે; ચઢયું પાપ કેરૂં પુર, નેષ્ટ ગુણ થયા નારમાંરે. ૧૩ પેઠું કોરટોમાં કુડ, લોભે થયા છે લાંચીયારે; જેમ ઘુઘવેછે ઘુડ, પાપ મારગમાં પોચીયારે. ૧૪ વિપ્ર સાધુની વહાર, કોઇ ક્ષત્રી કરતા નથીરે; નથી દેશમાં દાતાર, દુઃખ કેને કહીયે કથીરે. ૧૫ બંધ થયા છે હોમ, સુમ ગ્રહસ્થી ઘણા થયારે; દુઃખી વાડવ ને ગાય, દેખી નાવે દીલમાં

દમારે. ૧૬ કરે સાસુની સેવ, મા ને માને નહીં માનવીરે; બહેન કેરો નહીં ઓજ, સાળી પહેરે સાડી નવીરે.૧૭ પુજે પામર પાખંડ, સત્ય ક્યાંઈ સંતાઈ ગયુંરે; ખોળી જોયા નવ ખંડ, કાંઇ કહેવાનું નવ રહ્યુંરે. ૧૮ કળિમાં તો આવો કેર, મેહેર કરોને માવડીરે; પ્રેમે સાંભળી લ્યો પેર, આઇ આવોને આ ઘડીરે. ૧૯ રકતબીજ આદી દૈત્ય પેહેલા, જુગે પેંદા થયારે; દીધું દેવતાને દુઃખ, ઘર મુકી નાશી ગયારે. ૨૦ સુરપતી લેઇ સાથ, સ્વેતગિરિ શરણે ગયારે; જોઇ માતા કેરૂં મુખ, હાથ જોડી ઉભા રહ્યારે. ૨૧ મેહેર કરીને માત, આઇ અમર ઉગારીએરે; કહી માંડીને વાત, માય દાનવને મારીએરે. ૨૨ ઉઠયાં એ ઘડીએ આપ, આવિ અમર ઉગારીયારે; કરી દાનવને કોપ, શકિત અસુર સંહારીયારે. ૨૩ હણ્યા શુંભ ને નિશુંભ, મધુકૈટભને મારીયોરે; રોળ્યા રાવણ ને કુંભ, રકતબીજને વિડારીયોરે. ૨૪ આદી અંત્ય મધ્ય માંહી માત સાચી તું સાંભળીરે; કોઇ પામે ન પાર, કોટી મળીયા હોયે કવીરે. ૨૫ તુંહી પૃથ્વી પવન, પાણી પલ્લવને પેખીએરે; તુંહી અગની ગગન, દશો દીશ માંહી દેખીએરે. ૨૬ પંચ વિષય ને પ્રાણ, વાસ તારો વ્યાપી રહ્યોરે; કરો કાળી કલ્યાણ, આઇ આશરો છે તાહારોરે. ૨૭ ગંગ સાગરને સુર, નુર તારૂં નારાયણીરે; વ્યાપી રહી ભરપુર, પ્રેમે પુજુ પારાયણીરે. ૨૮ રાખો બાનાની લાજ, કાજ ભકતો કેરાં કરોરે; આઇ અરજી તો આજ, ઉલટ આણી ઉરમાં ધરોરે. ૨૯ દેશ કહાવે ડંઢાવ, ગામ વરસોડું નામછેરે; ભલો બ્રાહ્મણનો ભાવ, સાબર કાંઠે મુકામ છેરે. ૩૦ વિપ્ર જાતે ઉદિચ્ય, ગોત્ર ગૌતમનું કહાવીએરે; સાખ્ય કૌથમી સુદીચ, શામવેદ સોહાવીએરે. ૩૧ ગાયે ગણપતરામ, ગુણ નારાયણીના નામનોરે; માને કરીને પ્રણામ, કીધો ગરબો આ કામનોરે. ૩૨

॥ ઇતિશ્રી કળિયુગનો ગરબો સંપૂર્ણ. ॥

( રાગ મારૂ—કુમકુમને પગલે, પધારો રાજ કુમકુમને પગલે. )

## પદ ૧ લું.

રામ નામ મુખબોલ, ઓ મનવા તું રામનામ મુખબોલ. ટેક. લવતાં બીજો અપરાધ લાગે, તારો નહીં રહે તોલ. ઓ મનવા તું. ૧ જઠરામાં જેણે તુજને જાળવ્યો, કરી આવ્યો ગર્ભમાં કોલ; ઓ મનવા તું. ૨ ભાવ કરીને રામ ભજીલે, જીભે જવ ના છોલ્ય; ઓ મનવા તું.૩ અંત સમે સાથે ન આવે, માયા કાયા મોહોલ; ઓ મનવા તું. ૪ ગણપત કહે હરિગુણ ન ગાયા, કર્મે થઈરે કથોલ. ઓ મનવા તું. ૫

## પદ ૨ જું.

રામ વિનાની વાણ્ય, ઓ જીવડા તું જગમાં જુઠી જાણ્ય. ટેક. ચર્ણરજે અહલ્યા ઉદ્ધારી, પાણીમાં તાર્યા પાષાણ. ઓ જીવડા તું.૧ નામેરે ગુણકા નાર ઉગારી, પદ પામી પરમાણ. ઓ જીવડા તું. ૨ ભજન કરે તેની ભાવટ ભાગે, વેદ કરે છે વખાણ. ઓ જીવડા તું. ૩ સગુણ થઇ સહુને સુખ આપે, નીર-

ગુણુ છે નીરવાણુ. એ જીવડા તું. ૪ ભાવેરે ગણુપત ભજન કરી લે, જખ- મારે જમરાણુ. એ જીવડા તું. ૫

## પદ ૩ જું.

રટને સીતારામ, એ રસના તું રટને સીતારામ. ટેક. રામ વિના કોઈ કામ ન આવે, ઘર અંતર સુખધામ. એ રસના તું. ૧ રામ ભજન દયા દીનતા રાખે, હૈડે ધરજે હામ. એ રસના તું. ૨ નામ ધુન્ય રાખ્ય રૂદેમાં, શ્રીપતી સુંદર શ્યામ. એ રસના તું. ૩ રામ રટણુ વિના પળ નવ રહેવું, કર કારજ નીશકામ. એ રસના. તું. ૪ જગનીરે માયા ગણુપત જુઠી, સાચા સુંદર શ્યામ. એ રસના તું. ૫

## પદ ૪ થું.

ભવતારણુ ભગવાન, ભજ મન ભવતારણુ ભગવાન. ટેક. ભવ તારે તેને ભગવત કહીએ, એવું ગુરૂનું જ્ઞાન. ભજ મન. ૧ મહામંતર ઉપદેશને આપે, દે જે મોક્ષનું દાન. ભજ મન. ૨ હરી સમરણુમાં હેતજ રાખો, મુકી માન ગુમાન. ભજ મન. ૩ કાયા માયા કામ ન આવે, કરને પ્રભુ રસ પાન. ભજ મન. ૪ ગણુપત કહે ગોવિંદ ગુણુ ગાજે, સમજી સતગુરૂ સાન. ભજ મન. ૫

# નવિન વધારવામાં આવેલાં પદો.

( રાગ-ઠુમરી. )

## પદ ૧ લું.

દીલમાં પ્રગટો દીવડો ગુરૂગમ જ્ઞાનનોરે. દીલમાં. ટેક. અનુભવ સુરજ ઉદે થાશે, માયાનું અંધારૂ જાશે, આતમ રૂપ પ્રકાશે, ધારણુ ધ્યાનોરે. દીલમાં પ્રગટો. ૧ વિકાર સઘળા અળગા જાશે, ઉનમુનીયે અજવાળું ભાસે; તૃષ્ણા ક્ષય થાશે, એ મારગ ધામનોરે. દીલમાં પ્રગટો. ૨ નિર્વિકલ્પને નિશ્ચે જાણો, આતમ રૂપ તણું સુખ માણો; કરતા કુણુ પ્રમાણો, પ્રભુ રસ પાનનોરે. દીલમાં પ્રગટો. ૩ ભીન મટીને લીન થયોછે, કૈવલ્ય મુકિત માંહે ગયો છે; ગણુપત ગુમ થયો દેહાભીમાનનોરે. દીલમાં પ્રગટો. ૪

( પદ રાગ ગરબી—બલબેલીરે અંબે માત જોવાને જઇએ—એ રાગ. )

## પદ ૨ જું.

નુઘરાની સોબતના કરીયે, કરીયે તો ભવમાં કયાં તરીયે; નુગરાની. ટેક. નારદજી જ્યારે નુઘરા હતા, ત્યારે હરીયે મુખ નવ જોયુંરે, સુકદેવજી ગુરૂ- જનક કરીયા, હુ પદ સઘળું ખોયું. સોબત ના. ૧ શીવ બ્રહ્માને છે સદગુરૂ, ઈંદ્રગુરૂની કરે સેવરે; પારવતિ ગુરૂ નારદ કરીયા, તારે વર્યા મહાદેવ. સોબત.

૨ વશિષ્ટ ગુરૂ શ્રીરામતણા, તેણે કહ્યું જ્ઞાન અગાધરે; જોગ વશીષ્ટનો ગ્રંથ છે મોટો, રામ વશીષ્ટ સંવાદ. સોબત. ૪ કૃષ્ણગુરૂ શુક્ર સંદીપ, કાવ્યા સીતાના વાલ્મીકરે; ગણુપત નુંઘરા નરને તેડે, ના જઇયે નજીક. સોબત. ૫

## પદ ૩ જું.

આ જીવત જુઠું જાણ, જીવડા જો જાગી; આવો અવસર એળે જાય, ભ્રમણા ના ભાગી. ટેક. સંસાર સુખ તું સાચુ સમજ્યો, કુડું કીધું કાજરે; માનવ તનનો મહિમા ન જાણ્યો, લેશ ન આણી લાજ. જીવ.૧ મંદીર મેહેડી માલ ખજાના, મારૂં માની મકલાયરે; આવ્યો તારે કાંઇ ન લાવ્યો, જાતાં શું લેઇ જાય. જીવડા. ૨ બાગ બગીચા બેઠક સારી, બંગલા કીધા બેસરે; ગયું જોબનને જરા આવી, કાળા મટી ગયા કેશ. જીવ. ૩ બગીચે બેશી બજારે ફરવું, બહુ વિધ કીધી બાહારરે; ગણુપત કે ભાઇ જ્ઞાન વિચારો, માથે જમનો માર. જીવડા. ૪

( રાગ સોરઠની છાયા. )

## પદ ૪ થું.

અનુભવ સુરજ ઉદે કરો, જોતા અંધારૂં જાશે; અવસર ગયો તે આવે નહીં, પછી પસ્તાવો થાશે, મનખા જનમ હવે નહિ મળે. ટેક.૧ વીરા સદગુરૂ સાચા શોધીયે, જુવો જીવોનીરે જાત્યો; પીંડ બ્રહ્માંડને પેખીયે, એવી વેદની વાતો. મનખા જનમ હવે. ૨ અવની અનાદી કાળની, તેમાં જે નર જોયા; કાળથી કોઇ ન ઉગરે, કુણુ રંક ને રાયા. મનખા.૩ મહામણી મળીયો માનવી, માટે મારગે ચાલો; અમૃત આવ્યું હાથમાં, તેને ઝડપીને ઝાલો. મનખા. ૪ કયાંથી આવ્યો ને કયાં જવું, તેનું કારણુ કીજે; પરખિયે પ્રીત્ય પુર્વ તણી, પ્રેમનો રસ પીજે. મનખા. ૫ કાયા માયા છે કાર્યમી, વેગે વણુશીરે જાશે; ગણુપત ભજીયે ગોવિંદને, તારે ઠેકાણું થાશે. મનખા. ૬

( મુરખને જ્ઞાન કદાપિ ન થાય—એ રાગ. )

## પદ ૫ મું.

ભજ તું ભાવ કરી ભગવાન, મોહન રાખે તારૂં માન. ટેક. ભજન જુવો અગસ્તનું ભારે, કીધું સાગર સ્નાન; પ્રતાપ પ્રભુનો પુર્ણ જુવો, કરણે દીધું દાન. મોહન. ૧ સગાળશાયે સુત વધેર્યો, ધર્યું હરીનું ધ્યાન; હરીશ્ચંદ્ર હાથે વેચાણા, મુકી માન ગુમાન. મોહન. ૨ પ્રેમ ભકતીને વશ છે પ્રભુજી, જુવો ગરૂનુ જ્ઞાન; ભાજી વીદુરની ખાધી ભાવે, પડયાં મુકી પકવાન. મોહન. ૩ સાત દીવસ સુકદેવે સુણાઇ, કથા પરીક્ષતને કાન; ગણુપતરામ ગયા કહી જોતાં, બેશીને વૈમાન. મોહન. ૪

## પદ ૬ ઠું.

અલ્યા મન ઓળખ્ય આત્મરામ, તુજને જડશે તારો ઠામ. ટેક. ઘટમાં ગંગા ઘટમાં જમના ઘટમાં તારૂં ગામ; ઘટ મઠ મહદાકાશે સહાલે, સઘળે

સુંદીરશ્યામ. અલ્યા મન. ૧ ઘટમાં ચંદા ઘટમાં સુરા, તારા તેજ તમામ; ગોવિંદને તું ઘટમાં ગોતે, રોમ રોમમાં રામ. અલ્યા. ૨ પીંડ બ્રહ્માંડને પ્રીત્યે પેખો, ઠાલો નથી કોઈ ઠામ; ઝાડ પાહાડ જંતુ ને જળમાં, પ્રગટે પુરણકામ. અલ્યા. ૩ જપ તપ તીરથ જોગ કરોને, દાહાડી ખરચો દામ; સદગુરૂ વિના સમજણ નાવે, ગાવે ગણુપતરામ. અલ્યા. ૪

( હમેરે ગયાંતાં એની સંત સભામાં—એ રાગ. )

## પદ ૭ મું.

પ્રથમ ગુરૂજીને પાયેરે લાગું, જેણે આતમ ઓળખાવ્યો; અનુભવ મારા ઉરમાંરે આવ્યો. ટેક. સ્થુળ સુક્ષમ કેરો ભેદ જણાવ્યો, સકળમાં અકળ દેખાવ્યો; અનુભવ. ૧ ઓહંગ સોહંગ તેતો નાભીથી ઉઠે, સત્યમાં જઇને સમાવ્યો; અનુ. ૨ દુર જાણ્યો તો મેં દેવ હમારો, પ્રીત્યે પાસે પરખાવ્યો. અનુ. ૩ ભ્રાંત્યો ભાગીને ભેદ ભરપુર જાણ્યો, સદગુરૂયે સાનમાં સમજાવ્યો. અનુ. ૪ અમ્મર મંત્ર અવિનાશીનો આપ્યો; અમરપટો લખાવ્યો; અનુ. ૫ ઉઘડયો અનુભવ તારે થયુંરે અજવાળું, પ્રેમ પીયાલો પાયો; અનુ. ૬ કોટી જનમ કેરી કુમતિ કાપી, ગણુપત ગોવિંદ ગાયો; અનુ. ૭

## પદ ૮ મું.

હમેરે ગયાં એનિ સંત સભામાં, હેતે હરીગુણ ગાયો; પ્રેમરસ ગુરૂજીયે પાયો; ટેક. જે રસ શીવ સનકાદીકે પીધો; ગોપીયે ઘટમાં સમાયો. પ્રેમ. ૧ જે રસ શુક નારદજીને સોહીયે, એ રસ હમને બતાવ્યો. પ્રેમ. ૨ જે રસ મીરાંના મનમાંરે વશીયો, નરસીંહે જુગમાં જણાવ્યો. પ્રેમ. ૩ સાચુ સગપણરે જગમાં સદગુરૂ કેરૂ, જુનો તે દેશ બતાવ્યો. પ્રેમ. ૪ જુઠું સગપણરે જીવડા જગતનું જાણો, માયાના બંધમાં બંધાયો. પ્રેમ. ૫ અખંડ એવાતણ મારે અવિચળ ચુડો, અમરવર ઓળખાયો. પ્રેમ. ૬ મનુષા જન્મ નોતો મહિમા પિછાણ્યો, ગણુપત ગોવિંદ ગાયો. પ્રેમ. ૭.

( સુરતા લાગીછે જેની, ભ્રમણા લાગી છે—એ રાગ. )

## પદ ૯ મું.

પાત્ર જોયા વિના પાવ ન ધરીયે, જોઇ જોઇ ડગલાં ભરીયે; પરખ્યા વિના પ્રિત્ય ન કરીયે ટેક. કાગની સંગે તો કાલપ્ય કાવે, હંસના ગુણ નવ આવે. પર. ૧ વટલ્યું વટલાવે ને અભડયું અભડાવે; કેહેવત જુગમાં કહાવે. પર. ૨ નીચની સોબતે નિચાંરે થઇયે, ઉંચમાં ઉંચ ગણઇયે; પર. ૩ અજાણ્યાં ફળ ખાધે આડુરે આવે, લોકમાં લાજ ગમાવે; પર. ૪ જર જશ જોબનની જુગમાંરે હાંનિ, વાત રહે નહી છાની; પર. ૬ કરમાં દીવો લેઈ કુવે ન પડીયે, ગણુપત દુઃખ એની ઘડીયે; પરખ્યા. ૭

## પદ ૧૦ મું.

ભ્રાંત્યો ભાગી ને હરી ભક્તિ આદરીયે, શ્વાસ ઉશ્વાસે સમરીયે; સંગત સદગુરૂનિરે કરીયે; ટેક. ગુરૂ ગમથીરે ગુણકા જગ ઝીતિ; રાખી તે રૂદીયામાં રીતી, સંગ. ૧ ઉગર્યો અજામેળ એ અવશરમાં, મુનિવર મળિયા તે પળમાં; સંગ. ૨ કબિર ને કરૂણા રામાનુંજ કેરી, ફંદ છુટયા ને ટળિ ફેરી; સંગ. ૩ મીરાંને ગુરૂ ગોશાંઇજી મળિયા, ફેરા સફળ તારે ફળીયા: સંગ. ૪ મેહેતો તર્યો મહાદેવનિ મેહેરે, ગોવિંદ આવ્યા ઘેરે; સંગ. ૫ ગણુપત કહે ગુરૂ દેવને પુજે, શરણું હરીનું સુજે; સંગ. ૬

પદ રાગ ગોડી.

## પદ ૧૧ મું.

આદ્ય પુરૂષ અવિન્યાશી, તું ભજ મન આદ્ય પુરૂષ અવીન્યાશી; ટેક. જેના નામથકી જમ નાસે, પીંડ બ્રહ્માડનો પ્રકાશી; તું ભ. ૧ કમળાપતિનું સમરણ કરતાં, છુટે સેજ ચોરાશી; તું ભ. ૨ અગમ અગોચર ઇશ્વર એછે, વિશ્વ સકળનો વાશી. તું ભ ૩ અંતરમાં આરાધ્ય અરે તું, સમરી લે શ્વાસ ઉશ્વાશી: તું ભ. ૪ ગણુપત કહે જગમાંજન ઝીત્યા, વેદ વચન વિશ્વાશી; તું.

## પદ ૧૨ મું.

રામજી ભાર ન રાખે, સમજ મન રામજી ભાર ન રાખે; ટેક. આદ્ય અનાદિની રીત્ય છે એવી, વેદશાસ્ત્રની સાખ્યે: સમજ. ૧ તુછ ભેઠ ત્રીકમને કરતાં, નરનાં દુખ ખોઇ નાખે; સમજ. ૨ વિદુરજી વૈકુંઠે વસાવ્યા, ભુધરે ભાજીને પાખે; સમજ. ૩ તાંદુળ માટે સુદામાને તાર્યો, ભારતી એવું ભાખે; સમજ. ૪ હરનિશ હરી ઉપગારન રાખે, ગણુપત દીલમાં દાખે સમજ. ૫

હૈયાના ફુટયા હરી સંગે હેત ન કીધું.

## પદ ૧૩ મું.

અનુભવી જનને, અખંડ આનંદમાં રહેવું; બની આવે તો બંદગી કરવી દેવાય તો કાંઇ દેવુંરે. અનુ. ૧ સુખ દુખનું કારણ છે સાથે, હરખ શોક નવ કરીયે; શ્વાસો શ્વાસ હરીનુ સમરણ, આઠો પોર ઉચરીયે. અનુભવી. ૨ કામ ક્રોધ ને મમતા માયા, એ ઉરમાં નવ આણો, બાજીગરની બાજી તેતો, સરવે જુઠી જાણોરે. અનુ. ૩ એક રૂપ આતમનું જાણી કોઇથી કપટ ન કરીયે; હરિજન હોય તો હીંમત રાખો, ગણુપત દીલમાં ન ડરીયે. ૪

## પદ ૧૪ મું.

જોને તું જીવડા, ભગવતનો ગુણ ગયો ભુલી; ધન જોબનના ધમધમાટમાં, શીદ રહ્યો છે ફુલીરે. જોને તું.૧ જનમ્યા પેહેલું પય જમાવ્યું, માતાના

તન માંહી; ગર્ભવાસ દુઃખે ઘેરાણો, તારૂં રક્ષણ કર્યું ત્યાંહીરે. જોને તું.૨ ઈંદ્રીયો તુજને કરી આપી, ઉદ્યમ કરવા માટે; એ પ્રભુજીને અંતર માંહી, સમરો શીરને સાટેરે. જોને તું. ૩ આ અવસર જો એળે ખોયો, પાછળથી પસ્તાશો; ગણુપત કહે ગોવિંદ ભજ્યા વીણુ, જમને હાથે જાશોરે. જોને તું. ૪

( પદ રાગ ધોળ. )

## પદ ૧૫ મું.

નીગમ નિરંતર નેતીરે કેહેછે, જીવ માયા થકી જુદોરે રેહેછે; જેવું કરમ તેમાં તેવો વસેછે, તો અગમ પુરૂષનિ અગમ ગતિરે. ૧ પીંડ બ્રહ્માંડનો પુરણુ પ્રકાશી, જળચર થળચર જંતુનો વાશી; અખંડ અનાદ્ય એતો અવિન્યાશી, તો કેહેવાય કેમ કોનિ વતિરે. ૨ ગુરૂગમ વિના તો ગોત્યો ન લાંધે, પ્રેમ થકી કોઇ પ્રેમી આરાધે; સાધન સઘળાં સેજમાં સાધે, તો અનુભવ જ્યારે આવિ મળેરે. ૩ મહા સુરવીર કોઇ અમીર સમાણે, વંકનાળ કેરી વાટચોરે જાણે; બ્રહ્મરંધ્રના ભેદ પ્રમાણે, તો દેખતાં દિપ કોટિ બળેરે. ૪ પીયુશ ગંગામાં પ્રેમેથી નાહાવે, પીયે અમરત તેને પાણી ન ભાવે; જાત્ય જોઇ જીવનો શીવ થાવે, તો અમર થયો નવ આથમેરે. ૫ ભેદું વિના કુણુ ભેદજ ભાગે, જળહળ જોત્ય નિરંતર જાગે; સંત સુરા તણાં શર આવિ વાગે; તો ગણુપત-રામને તે ગમેરે. ૬

( રાગ ભજન. )

## પદ ૧૬ મું.

જીવડા ભેદ ન જાણ્યો; જગ સુખ જુઠું. ટેક. આરે જગતમાં જે નર જાયા, અમર કાયા નહીં કોઇનીરે; કોણુ રંક ને રાયા, જગ સુ. ૧ દેવ દાનવ મુનિ માનવી મરીયા, કાળ કરી ગયો કોળીયો; એમાં કોઇ ના ઉગરીયા, જગ સુ. ૨ જોગી ભોગી તપસી ને ત્યાગી, દ્રષ્ટિયે કો નવ દેખીયેરે; ગયા રાગી વેરાગી, જગ સુ. ૩ સંસાર સાગર માહા જળ માયા, કરતાની કરણી કાર-મીરે; કોઇ પાર ન પાયા, જગ સુ. ૪ મ્રગ તૃષ્ણા ભવમાં સમ ભાસે, પ્રાણી પીવાને દોડીયારે, તેથી તૃષ્ણા ન જાશે, જગ સુ. ૫ તે માટે તનમાંહી તપાસો, ગણુપત ગોવિંદ ગાવીએરે; હોય વૈકુંઠ વાસો, જગ સુ. ૬

( પદ રાગ ઠુમરી—સીતા રામજી સગા છે સમજરે—એ રાગ. )

## પદ ૧૭ મું.

અનુભવીયો આપ વિચારો, કોણુ સરજનહાર તમારોરે; અનુ. ટેક. જે જે પદારથ જોયામાં આવે, જુગને કોણુ જાણુનારોરે; અનુ. ૧ સર્વેનો સાક્ષી શુધ ચૈતન છે, સદચિદ રૂપ સંભારોરે; અનુ. ૧ મુકત થઇને તમે માહારસ પાજો, બીજાને પાઇને ઉદ્ધારોરે; અનુ. ૩ કહે ગણુપત ગુરૂજ્ઞાન જો પામો, તમે એના એ તમારોરે; અનુ. ૪

( હું વારી મારા વીરારે, ના કરીયે સંગ નીચનો રેજી—એ રાગ. )

## પદ ૧૮ મું.

અનુભવિ આવોરે, આપણા દેશમાંરેજી; ભાવ થકી ભજીયે શ્રી ભગવાન, દેશનિ તો વાતોરે; દલથકી દાખીયેરેજી, હરખે તો કરીયે હરીરસપાન. અનુભ. ૧ મરજીવાને તોરે, ત્યાં મોજો મળેરેજી; પાપીને તો બાંધી મારે છે માર, ધર્મ કર્મનિરે; ધરી જ્યાં ધારણારે, વૈષ્ણવને તો વરતે છે જેજેકાર. અનુભ. ૨ અખંડ ખુમારીરે, ચડી રહી અંગમાંરેજી; રોમે રોમે થઇ રહ્યો રણુંકાર, જીવ થાય શીવરે; જુગતિને જાણતારેજી, તેજ તણો મળી રહ્યો એક તાર. અનુભવ. ૩ સંશેને સમેટીરે, ભળો સતસંગમાંરેજી; ધરો તમે જક્તાપતિનું ધ્યાન, આદિ અંતે મધ્યેરે; માની લેજ્યો માનવિરેજી, ગુરૂ ગણપતનું એવું છે જ્ઞાન. અનુભ. ૪

તુમ મારા વિઘન હરોરે; ભોળાનાથ ડીગંબર. એ રાગની કાફી.

## પદ ૧૯ મું.

ભક્તિ કેરા ભોગીરે, જુગમાં કોઈ જન જાણો; ભક્તિ. ટેક. ભક્તિના ભેદને જે જન જાણે, એ જુક્તિવાળા જ્યોગીરે; જુગ. ૧ ગોવિંદ ગુણ જેના ઘટમાં ન આવે, આદિ અનાદીના રોગીરે; જુગ. ૨ શ્વાસ ઉશ્વાસે શામને સમરે એ સાચા સંજ્યોગીરે; જુગ. ૩ પોતાનું મેળવેલું પોતે જો વાવરે, એજ ખરા ઉદ્યોગિરે, જુગ. ૪ પોતાનું મેળવેલું પરહાથે પોકયું, નક્કી એ નિરઉદ્યોગીરે; જુગ. ૫ ગણપત ગોવિંદ ઘટમાં બિરાજે, જીવત જોતિ જાગીરે; જુગ.

રાગ કાફી. ધીરાના પદનો ઢાળ.

## પદ ૨૦ મું.

ગોવિંદ કેરા ઘરનીરે, વાતો વિરલા જાણે; સમજ્યા એ છુપાયારે, ઠરીને બેઠા ઠેકાણે. ટેક. અવીન્યાશીનું ઘરછે અળગું, જેવી લંબી ખજુર; ચડે તો ચાખે પ્રેમરસ, પડે તો ચકમાચુર; મહારસ ઘણો મોંઘોરે, મરજીવા મોજો માણે. સમજ્યા. ૧ બિજબળ હોય તેવું તરૂવર ઉપજે, તરૂવરથી બિજ થાય; તરૂવરનું મુળ જો બુઝે, એ બે પૃથ્વી કેહેવાય; ભ્રમણા તેની ભાગે રે, યુક્તિ કોઇ એ જાણે. સમજ્યા. ૨ જ્ઞાન ગોવિંદ ઘટમાં બીરાજે, ધ્યાન કર્યે દઢ થાય; કથની કથ્યે કાંઇ પાર ન પામે, સમઝે તે સમાય; માહા મુક્ત હોય મોહોટારે, વેદ તેને વખાણે. સમજ્યા. ૩ પાંચમાં પ્રલેનો પ્રકાશ કરીને, પંદરમાં કરી પ્રીત નામ રૂપથી પડીયો ન્યારો, નહી પરથી પ્રીત્ય, ગણપત એવા જ્ઞાનીરે, અવન્યાશી ઉરમાં આંણો. સમજ્યા. ૪

પદ રાગ ઠુમરી. સીતારામજી સગા છે સમજીરે.

## પદ ૨૧ મું.

મરજીવા માહારસ માણે, માણે માણે માણેરે; મરજી. ટેક. અકળ સકળ ઘટ વ્યાપક સંતો, માને એ મત નવ તાણેરે; મરજી. ૧ તૃષ્ણા ત્યાગી થયો અનુરાગી, જેને વેદ વખાણેરે; મરજી. ૨ સદા બ્રહ્માનંદ સુખ માંઝિલે, સંશય શોક ન આણેરે; મરજી. ૩ ગણપત ગોવિંદ જેના ઘટમાં, ઠરીને બેઠા ઠેકાણેરે; મરજી. ૪

## પદ ૨૨ મું.

આનંદી આનંદમાં રેવું, સુખ દુઃખ સેજે આવે તેને સેહેવુંરે; આનં. કોઈ દીન મિઠા મેવારે મળિયા, કોઇ દીન અંન નવ લેવુંરે; આનં. ૧ કોઇ દીન કોટી દામ કોઠારે, કોઇ દીન શીરપર દેવુંરે; આનં. ૨ કોઇ દીન દત દુજાને દેવું કે, પરઘેરે જયાચવા જાવુંરે; આનં. ૩ ગણપત કોઇ મુક્ત એવા મળે તો મોતીડે લેઇને વધાવુંરે આનં. ૪

## સગુણ આરતિ.

જયદેવ જયદેવ જય સદ્ચિદ સ્વામી, પ્રભુ જય સદ્ચિદ સ્વામી;
અખંડ અનાદી ઇશ્વર, નિરગુણ બહુ નામી. જયદેવ જયદેવ. ૧
ધર્મ સનાતન ધરતા, કારણ જગકરતા; પ્રભુ. (૨)
નામ થકી અઘ નાસે, ભવના ભય હરતા. જય૦ જય૦ ૨
સુરનર મુનિવર સેવે, વિશ્વ રહ્યા વ્યાપી; પ્રભુ. (૨)
રવિ શશિ રચીયા વ્યોમે; સ્થીર પૃથ્વી સ્થાપી. જય૦ જય૦ ૩
પુરણ તત્વ પ્રકાશી, ત્રીગુણ કર્યા તેવા; પ્રભુ. (૨)
માયા રચી મનમોહન, દેવતણા દેવા. જય૦ જય૦ ૪
જગના કરતા જાણી, સંત કરે સેવા; પ્રભુ. (૨)
જે જન જેવા જાણે, તેને છો તેવા. જય૦ જય૦ ૫
નામ રૂપથી ન્યાગ, અવિચળ અવિનાશી; પ્રભુ. (૨)
ઘટ ઘટ વાશી ગોવિંદ, રસીયા સુખ રાસી. જય૦ જય૦ ૬
તતપદ ત્વંપદ ત્યાગી, અસીપદ ૐકાર; પ્રભુ. (૨)
આનંદરૂપ અનોપમ, પ્રેમીને પ્યારા. જય૦ જય૦ ૭
સર્વાત્મા સુખસિંધુ, ભરપુર રહ્યા ભાષિ; પ્રભુ. (૨)
અગમ અગોચર આપે, વિશ્વ રહ્યા વાસી. જય૦ જય૦ ૮
એકોહં બહુસ્યામી, એ શ્રુતિ કહે છે; પ્રભુ. (૨)
વેદ તણા જે વેત્તા, રટણ કરી રહે છે. જય૦ જય૦ ૯

તુદીયાતીત તમે છો, ત્રીભુવનથી ન્યારા; પ્રભુ. (૨)
ચિદાનંદ ચૈતનમય, શુભ સરજનહારા. જય૦ જય૦ ૧૦
એક થકી છો અનેક, બ્રહ્મ સભર ભરીયા; પ્રભુ. (૨)
સત્યમેવ જયદેવ, ઠામ સકળ ઠરીયા. જય૦ જય૦ ૧૧
સમસ્ત ગુણ નિલયં, કરતા કલ્યાણી; પ્રભુ. (૨)
નાથ નિયંતા ભવના, વેદ વદે વાણી. જય૦ જય૦ ૧૨
પરા પાર પરમેશ્વર, બાવનથી બહારા; પ્રભુ. (૨)
અકળિત અમિત અનાદી, નામ થકી ન્યારા. જય૦ જય૦ ૧૩
સ્વયં પ્રકાશી સ્વામી, છો અંતરજામી; પ્રભુ. (૨)
કરૂણા કરજો કેશવ, સમરૂં શિર નામી. જય૦ જય૦ ૧૪
નિરગુણ નાથની આરતી, જે ભાવે ગાશે; પ્રભુ. (૨)
કેશવ કેરી કૃપાથી, જન્મ મરણ જાશે. જય૦ જય૦ ૧૫
નિર્માની નિષકામી, પદ તારૂં પામે; પ્રભુ. (૨)
ગોવિંદ તવ ગુણ ગાયા; રચી ગણપતરામે. જય૦ જય૦ ૧૬

## સગુણ આરતિ..

જયદેવ જયદેવ જય અંતરજામી, પ્રભુ જય અંતરજામી,
અક્ષરવાસી ઇશ્વર, બળવંત બહુ નામી. જયદેવ જયદેવ. ૧
મચ્છ કચ્છ વારાહ, નરસિંહ નારાયણ; પ્રભુ. (૨)
વાસવ માટે વામન પ્રગટયા પારાયણ. જય૦ જય૦ ૨
મોહનીરૂપે મથીયો, સાગર શામળીયા; પ્રભુ. (૨)
આપે સુરના ઉપર, અઢળક થઇ ઢળીયા. જય૦ જય૦ ૩
ધનવંતર દિલધારી; વૈદ્ય બન્યા વારૂ; પ્રભુ. (૨)
યજ્ઞ થયા હરિ હેતે, યોગ પ્રગટ સારૂં. જય૦ જય૦ ૪
નરનારાયણ નૌતમ, તપસ્યા કરી તેવી; પ્રભુ. (૨)
માતાની કરી મુક્તિ, કપીલજી કેવી. જય૦ જય૦ ૫
કરવા જોગનું કાજ, પ્રગટયા દત્ત હરિ; પ્રભુ. (૨)
અત્રિ ઘેર અનુપમ, દ્વિજકુળ દેહ ધરી. જય૦ જય૦ ૬
ફરશુરામ લેઇ ફરશી, મહિપતિને માર્યા; પ્રભુ. (૨)
રામે રાવણ રોળી, નિશિચર નિવાર્યા. જય૦ જય૦ ૭
બોધ કર્યો બ્રહ્માને, હંસ થઇ જોતે; પ્રભુ. (૨)
પરમ હંસ પદ પાળ્યું; રષભ થયા પોતે. જય૦ જય૦ ૮
પ્રબળ કરી પૃથ્વીને, પૃથુ થઇ પ્યારા; પ્રભુ. (૨)
હય મુખ હણીયો હયગ્રીવ, હરકત હરનારા. જય૦ જય૦ ૯

નવધા ભક્તિ નીરમી, નારદ રૂપ ધરી; પ્રભુ. (૨)
સનકાદિક વિધિ સુત થઇ, વિચર્યા બ્રહ્મ વરી. જય૦ જય૦ ૧૦
પુરાણ રચીયાં પાવન, વ્યાસ બની વ્હાલા; પ્રભુ. (૨)
ગજેન્દ્ર માટે ગોવિંદ, ચક્ર ધરી ચાલ્યા. જય૦ જય૦ ૧૧
ગૌલોકેથી ગોકુળ, આવ્યા અલબેલા; પ્રભુ. (૨)
ગોપી ગોપ ઉદ્ધાર્યા, સુંદર વર છેલા. જય૦ જય૦ ૧૨
બુદ્ધ સ્વરૂપે બેઠા, કેશવ નિષકામી; પ્રભુ. (૨)
કલકી તનુધરી કરશો, સતયુગ શુભ સ્વામી. જય૦ જય૦ ૧૩
એ ચોવીશમાં ચિત્ત, થીર જેનું થાશે; પ્રભુ. (૨)
ગણપત ગોવિંદ ગાતાં, જન્મ મરણ જાશે. જય૦ જય૦ ૧૪

( શણગારના ગરબાનો રાગ. )

## પદ ૧ લું.

આજ આણંદ અપાર મારા અંગમાંરે લોલ, ગુણ ગોવિંદના ગાવા સત સંગમાંરે લોલ. ૧ આપે મતિ ઇશ એવું ઉચરાયછેરે લોલ, કૃપા કેશવની ઠીક જેને થાયછેરે લોલ. ૨ નહિ પીંગળ પુરાણ ભણી ભાંખીયુંરે લોલ, રામ નામ એક રૂદેમાંહી રાખીયુંરે લોલ. ૩ દીન જાણી કવી પંડીત દયા કરોરે લોલ, સંત વૈશ્નવા આજ મુને આશરોરે લોલ. ૪ કર્યો ગ્રંથ હરિ પંથ પદ પામવારે લોલ, વિષય વાસનાને દેહી દુઃખ વાંમવારે લોલ. ૫ વિપ્ર ઉદીચ્ય ત્રિપાઠી અડક છે સમીરે લોલ, શામવેદ શુભસાર સાખ્ય કૌથમીરે લોલ. ૬ સંવત ઓગણી ને સાલ્ય અડતાળીશનીરે લોલ, માઘ સુદી દશમી ને અર્ક વારનીરે લોલ. ૭ ગામ સાબર સમીર તીર જાણીયેરે લોલ, વરસોડું ગામ વીગતે વખાણીરે લોલ. ૮ વાસ વિશ્વંભરે આપીયો ત્યાં મનેરે લોલ, તાબે સાદરાને પાસ પ્રાંતિજ કનેરે લોલ. ૯ ગોત્ર ગૌતમનું ગુણ નીધિ જ્ઞાનમાંરે લોલ, ગણપતરામ ગુણ ગાય, ધરી ધ્યાનમાંરે લોલ. ૧૦

## સમાપ્ત.